# દુર્ગારામ મહેતાજી

અને

# બીજાં નાટકો

લેખક

શારદાપ્રસાદ વર્મા

યુગાન્તર કાર્યાલય
ગોપીપુરા · સુરત

## મુખ્ય છાપ ભૂલ

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૬, ૮ | ટકીયા | તકિયા |
| ૧૧ | ૩ | કાતરીયું | કાતરિયું |
| ૧૪ | ૧૭ | સાંભળ, દાંડી પીટી | સાંભળ, (દાંડી પીટી હુકમ સંભળાવે છે.) |
| ૧૯ | ૧૦ | લઈ | રાખી |
| ૨૦ | ૭ | તરસાવો | તલસાવો |
| ૨૩ | ૧૧ | મારી | કરી |
| ૩૧ | ૮ | શોભાગ | સોભાગ |
| ૩૪ | ૨ | નિશાળીએ | નિશાળીઓ |
| ૪૨ | ૧૫ | તમારો | તમારા |
| ૬૨ | ૧૩ | બ્હીનોલે | બ્હીનેલો |
| ૭૪ | ૪ | લાધ્યું | લાધું |

卐

આવૃત્તિ પહેલી · '૪૩ [illegible]—૦ રૂપિયો

મુદ્રક : કાલિદાસ કૃપાશંકર શેલત 'પ્રતાપ' પ્રીન્ટીંગ. પ્રેસ, કણપીઠ · સુરત
પ્રકાશક : રતીલાલ નાનાભાઈ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા · સુરત

# પ્રસ્તાવના

એક દિવસ એક સદ્‌ભાવી સાહિત્યક મિત્રે ગુજરાતના છેલ્લા સૈકાના મહાપુરુષોનાં ચારિત્રો નાટકદ્વારા રજુ કરવા સૂચવ્યું. એ નાટકો લોકો પાસે વધુ જઈ શકે અને જેમને વાચનનો રસ ન હોય તેમને પણ આપણા મહાપુરુષોનો કંઈક પરિચય કરાવી શકાય એવી એમની નેમ હતી.

પણ એમને સંતોષ થાય એવી રચના કરવાની મારી અશક્તિની મને જાણુ છે. એટલે નાટ્યનિરૂપણ થઈ શકે એવી જીવન ઝરમરો દૃષ્ટિ સમક્ષ આવી અને વિલીન થઈ ગઈ.

પણ દુર્ગારામ મહેતાજી તો એક વાત લેતા તે મૂકતા ન હતા. હુ છટકી ન શકયો.

ને 'નવાયુગની સ્ત્રી'માંનાં ત્રણે નાટકો જે સફળતાથી અનેક સ્થળે અનેકવાર ભજવાયાં અને, લેખકને કંઈ પણ નિસ્બત વિના, ભજવનાર સંસ્થાઓને ત્રણ આંકડાની રકમ મેળવી આપવામાં કઈક નિમિત્ત થયાં એ કારણે થોડી હિંમત આવી.

એ દુર્ગારામ મહેતાજીનો જન્મ ૧૮૦૯ માં ૨૫ મી ડીસેંબરે સુરતમાં થયો હતો. સોળ વર્ષની ઉંમરે પોતાની માશીને લઈ મુંબઈ ગયા, સરકારી નિશાળમાં ભણ્યાને એક વર્ષ રહી સુરતમાં મહેતાજી થઇ આવ્યા ને પંકાયા.

એમને વિષે નવલરામે લખ્યું છે :

'આ વીર પુરૂષનું નામ ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી સઘળે પ્રસિદ્ધ છે. અધિકાર, સંપત્તિ કે કુળને બળે નહિ પણ પોતાની બુદ્ધિ, ખંત અને હિંમતને બળેજ આ કીર્તિ તેમણે મેળવી હતી. એના

નવલગ્રંથાવલિ

નામનો દેશમાં ડંકો વાગી રહ્યો હતો. એણે જ ગુજરાતમાં સુધારાનો પહેલવહેલો પોકાર ઉઠાવ્યો, અને તે એવી સઘન વાણીથી કે સઘળાને એકદમ જાણ થયું કે દેશમાં જ્ઞાનનો સૂર્ય ઊગવાની તૈયારી છે...

...વિચારની પુખ્તાઈ એક જ વિષયમાં નથી. પણ સઘળામાં છે. સુધારાના બધા વિષયો, રાજાપ્રજાના ધર્મ, વિદ્યાના સવાલ પણ મહેતાજીએ લીધા છે અને તેમાં વિચારનું પરિપક્વપણું દર્શાવ્યું છે. દુર્ગારામના વિચારોની ખૂબી એ છે કે તેઓ સંક્ષિપ્ત હોવાથી ઘણા નવા વિચારોના વ્યંજક થઈ પડે છે.'

પણ એ ઉગ્ર વિચારક જ માત્ર નહોતા. એમનું જીવન કાર્યથી સભર ભર્યું હતું. બે પાંચ લીટીમાં જોઇએ તો–

'જે સુધારાઓ હજી આજે પણ પૂરેપુરા કરી શકાયા નથી તે કરવા એમણે પ્રયત્ન કર્યો હતો. વિધવા વિવાહ, ઊચનીચના ભેદ દૂર કરવા, અંત્યજ પણ આપણા જેવા માણસો છે, પછી ભેદ કેવા? જુલમ વિરૂદ્ધ માથું ઊંચકવું, લડવું; રૂઢિ, વહેમ, ભુવા અને ધર્મગુરુઓની દંભી વાતો ખુલ્લી કરવી; એક ઈશ્વરમાં શ્રદ્ધા રાખવી, સાચી ભક્તિ કરવી: એમ કેટલા ય સુધારાના ગણેશ એમણે માંડયા.

પણ આપણે આજે એમને ભૂલી ગયા છીએ. એ સુધારાનો પહેલ વહેલો ઝંડો લેનારને.

આપણે આંગણે મહોલ્લે મહોલ્લે કાદવ ને દુખનો વરસાદ સહેનાર આ દુર્ગારામ મંછારામ મહેતાજીને.' ×

સ્વ. મહિપતરામે એમને ભવ્ય અંજલિ અર્પી છે.

દુર્ગારામ મહેતાજીનું જીવન રોમાંચક છે. સુરતના બીજા એક મહાપુરુષ અરદેશર કોટવાળની જેમ નવલકથાને એ વિષય પૂરો પાડે. એમની એ પ્રેરક જીવન ઝરમર યત્કિંચિત નાટયરૂપે આલેખવાનો અલ્પ પ્રયાસ કર્યો છે.

પણ સૌ. પદ્માબહેને મહેતાજીનું દફતર મેળવી આપ્યું ન હોત શ્રી...મતીએ સંસ્કૃતિ પ્રચાર લખાયું તે અરસામાં જ નકલ કરી લીધી

× ફોરમ–લહરી ૬ ઠ્ઠી

ન હોત. તો એ બે નાટકો વિના આ ચોપડી પ્રગટ થઈ ન હોત. 'સુરુચિ,' વિખ્યાત અમેરિકન લેખક અપ્ટન સિકલેરના એક નાટકનો અનુવાદ છે. એ હિંદુસ્તાનના દીપોત્સવી અંકમાં છપાયું હતું. એ મૂળ નાટક ફરી જોઈ જવા પ્રયાસ કર્યો પણ મળી ન શક્યું. 'મોટો થઈશ ત્યારે'–નો તો જુદો જ સંગ્રહ કરવો હતો પરંતુ અત્યારના સંજોગોમાં તો એ થાય ત્યારે, એટલે એનો સમાવેશ કરી લીધો છે.

આ નાટકોમાં મુખ્યત્વે પુરુષપાત્રો છે. નવાયુગની સ્ત્રીમાં સ્ત્રી પાત્રો જ હતાં ને. પરંતુ આ રીતની મર્યાદા શા માટે?

નાટકોનું ક્ષેત્ર આજે સંમેલનોમાં સમાતું જાય છે. સંમેલનોમાં સ્ત્રી અને પુરુષ પાત્રોનો સહ અભિનય ઘણીવાર ફાવતો નથી. અને ભજવનાર કેટલીક વખત મનફાવતો ફેરફાર કરે છે. ત્યારે માત્ર વાચનમાં ન સમાતાં યત્કિંચિત એ સેવા યે આ નાટકો સાધી શકે એ માટે થોડી ક્ષતિ નિભાવી લઈને આ મર્યાદા સ્વીકારું છું.

અત્યારની કાળી મોંઘવારી અને કાગળની અછતના કાળમાં આ પ્રગટ થઈ શકે છે ત્યારે મારા મિત્ર ગુજરાતના તંત્રી શ્રી. રમણલાલ દેસાઈનો સદ્‌ભાવ યાદ આવે છે તે સાથે લેખક અને પ્રકાશન સંસ્થાને જે જે મિત્રોએ અને સંસ્થાઓએ સદ્‌ભાવ દર્શાવ્યો છે તેમનો યે આભાર માનું છું. ને તેમ કરતા મારા મદદનીશ ભાઈ જશવંતલાલને કાંઈ ભુલાય?

**પહેલો પ્રતિહાર**—આ આવડી અમરતી આપણી ડેલીમાં આજે આ શો ઉત્પાત મચી રહ્યો છે?

**બીજો પ્રતિહાર**—ઉત્પાત? ગાંડીઆ, બાપુને ખબર પડશે તો...

**ત્રીજો પ્રતિહાર**—પણ બાપુ આવે ત્યારે તો ભાઇસાહેબ જી લખએ.

**પહેલો પ્રતિહાર**—અરે, બાપુના દેખત વાત થાય ખરી? અને... બાપુનો તો હુકમ હતો કે બસ, જે વાત થાય તે સંગીતમાં જ કરવી!

**બીજો પ્રતિહાર**—પછી? ત્યારે તો તારૂં કેમ થયું હશે?

**ત્રીજો પ્રતિહાર**—(ગભરાટમાં) હં... હં...એ કેવી રીતે થાય? ભલા માણુસ અમને જરા શીખવીશ?

**પહેલો પ્રતિહાર**—અરે હા, એમાં શું. જુઓ મને તો સા...રી... સા...રી...ગ...મ...ધ...નિ.. સાં...આવડે છે.(તાન મારતો) કેમ આવડે છે ને?

**બીજો પ્રતિહાર**—અરે, પણ ભલા માણુસ એમ આ...આ...ઈ... અ...આ...કરવામાં તે સંગીત ક્યાં આવ્યું? જરા સીધું ભસી મરને! તારી સાથે અમારાં બચ્ચાં છોકરાંને ક્યાં રખડાવવાનો ઇરાદો કરે છે?

**પહેલો પ્રતિહાર**—અરે ભાઇશા'બ! ખરૂં જ કહું છું. આ જ સાચું સંગીત છે. કોઈને પણ પૂછી જુઓ...સાક્ષાત સરસ્વતી માતાના જનમ પહેલાં...

**ત્રીજો પ્રતિહાર**—અરે ભાઈ, એ વાત જવા દે ને...હમણાં દરબાર પધારશે ને!

**પહેલો પ્રતિહાર**—પણ ગભરાશો નહિ. બાપુના તબેલા સાફ થયા ત્યારથી એ હુકમને પાણીચું આપવામાં આવ્યું છે. (હસે છે.)

**બીજો પ્રતિહાર**—એ વળી શું?

ત્રીજો પ્રતિહાર—એમ કેવી રીતે થયું?

બીજો પ્રતિહાર—બાપુના તબેલા સાફ? અલ્યા, લુલી જરા સખણી રાખ કે કાતરીયું કપાવવાનું થયું છે?

પહેલો પ્રતિહાર—અરે, ભઈશાબ, એવું મ બોલશો. નહિ તો આપણા દરબારસાહેબ, તેનો મુખ્ય પસાયતો હું! જો એમને એવી ખબર પણ થાય તો...

બીજો પ્રતિહાર—તો?

પહેલો પ્રતિહાર—તો સાચે જ હજામને બોલાવી મારા કાતરીઆ પર સાચેસાચ કાપ મુકાવી દે...તો ભાઈસાહેબ રામશરણ...

ત્રીજો પ્રતિહાર—ત્યારે સરખું સમજ પડે એવું બોલી મરને?

પહેલો પ્રતિહાર—તે તમે સમજતા નથી તે હું શું કરૂં? એક વખત બાપુના તબેલામાં અડધી રાતે આગ લાગી. હું ત્યારે નવેસવો આવેલો. પણ જાણો છો ને આપણે તો ઘોડે ચઢતાં આવડે ને મોટરનું (riding) સવારી પણ શીખવી જાણીએ. એટલે તબેલા સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે મારી નિમણૂંક થઈ. પણ બેચાર દિવસ નહિ થયા ત્યાં તો તે તબેલામાં આગ લાગી. પરવાનગી વિના બાપુના તબેલામાં આગ! શું કરવું? મેં પાણીની ડોલો ઉપાડી. પણ માળાવાલા બધા રોકવા મંડયા. અલ્યા, બાપુના હુકમ વિના છાંટશ તે ના હાલે! પહેલાં બાપુને ખબર દેવી જોશે!

બીજો પ્રતિહાર—પણ આગ તો બાપુના હુકમ વિના લાગી હતી ને?

પહેલો પ્રતિહાર—હા, ઈ ખરૂં. પણ એ માટે બાપુ આગને સજા કરે તે પહેલાં આપણને સજા ઠોકી ઘે ને!

બીજો પ્રતિહાર—મને બધાએ આગળ ધર્યો. આગને તેનું વગર પરવાનગીનું કામ કરવા દઈ અમે બધા દરબારની ડેલીએ ગયા.

પણ હવે ત્યાં અધરાતે ખબર શી રીતે દેવી? અને તે ટાણે તો બાપુનો હુકમ એવો કે જે કાંઈ વાતચીત કરવી હોય તે પણ સંગીતમાં જ થવી જોઈએ.

**ત્રીજો પ્રતિહાર**—ત્યારે તું તો ગાય છે તે જાણે ગધેડાના ભાઈ જેવું.

**બીજો પ્રતિહાર**—અરે ભલા, સાંભળ તો ખરો.

**પહેલો પ્રતિહાર**—એ તો જબરી આફત આવી. પણ પછી મેં એક દિવસ દરબારગઢમાં કોઈ તાનસેન કે ફાજલહુસેન આવી ચઢેલા તેને સાંભળેલા એટલે મને યાદ આવ્યું ને મેં લલકારવા માંડયું.

**બીજો પ્રતિહાર**—શું?

**પહેલો પ્રતિહાર**—આ...આ...ગ...લા...ગી...છે....અને દરબાર જાગ્યા. આંખ ચોળતાં, ઝરૂખે આવી બાપુ સાહેબે પૂછ્યું, શું....શું....થયું....અને મેં જવાબ દીધો, આ....ગ.... આ...ગ...લા...ગી...છે...આમ તાન પલટા જામવા માંડયાં. હજુરીઓ બાપુને વાહવાહ કરી તાન ચઢાવતા ચાલ્યા. ને જાણે દરબારની ડેલીએ, એક કાગડો બોલે ને બધા ભેળાં થાય એમ મારાં ગાયને ગામ આખું ભેળું થવા લાગ્યું.

**બીજો પ્રતિહાર**—પણ ભલા માણસ, આગનું શું થયું એ તો કહેતો જ નથી.

**પહેલો પ્રતિહાર**—અરે, આગ એની મેળે બળી ગઈ.

**ત્રીજો પ્રતિહાર**—હુકમ વગર પ્રવેશવાની એને સજા...હા...હા....

**પહેલો પ્રતિહાર**—પછી સવારે ઘોડારમાં બાપુ ગયા ને ફરમાવ્યું. "બસ, સિપાઈઓ જે ગાયન ગાય તેને પકડીને સીધા જેલમાં બેસાડી દો."

**બીજો પ્રતિહાર**—વાહ બાપુ વાહ, રંગ રાખ્યો.

[આ છેલ્લા વાક્ય સાથે રંગ રખાતો હોય એ રીતે નેપથ્યમાંથી દાંડી પીટાતી સંભળાય છે. બધાં કામમાં લાગી જાય છે ને ઊંચાનીચા થઈ દાંડી સાંભળવા પ્રયત્ન કરે છે. દાંડીવાળો અડધો પ્રવેશે છે. ત્યાં પહેલો પ્રતિહાર કાંઈ કળી જઈ સાફસૂફ કરતો અટકી જઈ દંડ બેઠક કરવા મંડી પડે છે. બીજો અને ત્રીજો પ્રતિહાર અવાક્ થઈ જોઈ રહે છે.]

**બીજો પ્રતિહાર**—અલ્યા, તને થયું છે શું?

**ત્રીજો પ્રતિહાર**—આમ એકાએક હાડકા પીલવા કાં મંડયો.

**બીજો પ્રતિહાર**—રોયા; તારો વિચાર શો છે?

(આ દરમિયાન પહેલો પ્રતિહાર નાકે હાથ દઈ હાંફતોહાંફતો, ઈશારાથી દંડબેઠક કરવા દરેકને સૂચવે છે.)

**બીજો પ્રતિહાર**—કંઈ તારું કાતરિયું......

(કોઈ દંડ કરતું, કોઈ બેઠક કરતું, કોઈ લાઠી ફેરવતું, એમ બેચાર જણ જુદી જુદી કસરતો કરતાં દાંડીવાળા સાથે પ્રવેશ કરે છે. બીજો અને ત્રીજો પ્રતિહાર બંને આશ્ચર્યમૂઢ જોઇ રહે છે.)

**બીજો પ્રતિહાર**—અલ્યા ભાઈ! આ શું છે?

**ત્રીજો પ્રતિહાર**—આ બધા ઉટના ભાઈ જેવું કાં કરે છે?

**બીજો પ્રતિહાર**—કંઈ વળગાડ લાગ્યો શે'......એઈ......એઈ તારી દાડી બધ કર અને તારા માંકડાને ઠેકાણે બાંધ. દરબાર સાહેબ....

(એક જણ પકડીને તેને ઉઠબેસ કરાવી નાંખે છે.)

**બીજો પ્રતિહાર**—ભલા માણસ! આ કંઈ ભુવાનું ઘર નથી. આ તો દરબારસાહેબની ડેલી છે. બાપુને ખબર પડશે તો...

**ત્રીજો પ્રતિહાર**—અરે ભાઈ સજા ઠોકી દેશે સજા, અને ત્યાં ભૂખે મરીશ તો યે કોઈ તારી ભાળ નહીં લેશે. માળા, આવ્યો એવો છાનોમાનો ચાલ્યો જાય છે કે નહીં?

(પકડીને ઊઠબેસ કરાવે છે.)

**બીજો પ્રતિહાર**—ચાલ્યો જાય છે કે હોંકારો દઉં? એ...એ... દરબાર ગઢે પ્રવેશ્યા વળગાડ. એ...એ...

(એક જણ એને મોઢે હાથ દે છે. બીજો લાઠી લગાવવા જાય છે.)

**લાઠીવાળો**—દરબારના હુકમનું અપમાન?

**બીજો અને ત્રીજો પ્રતિહાર**—એ...એ...એ...બાપુનો હુકમ?

**કસરત કરનારા**—આ ભુંડાઓને ખબર જ નથી હજી સુધી. બાપુને ફરીઆદ કરવી જોઈશે.

**બીજો પ્રતિહાર**—પણ ભાઈ છે શું, કહો તો ખરા?

**દાંડીવાળો**—પૂછવાનો તને શો અધિકાર? બાપુ કહે તે ખરું. જો સાંભળ, દાંડી પીટી હુકમ સંભળાવે છે.

એટલે એમ કે સરકારનો હુકમ છે કે બધાને કસરત કરાવવી. ચલાવ એક બે ત્રણ, દંડ લગાવા માંડો.

(વિચિત્ર રીતે દંડ કરવા પ્રયત્ન કરે છે.)

**મુખી**—અને આ લોકોને પકડી લો. દરબારનો હુકમ શું છે તે પૂછે છે?

**બીજો પ્રતિહાર**—અરે, પણ ભલા માણસ...આ બધું...

**મુખી**—બસ ચલાવ.

(આવ્યા એમ કસરત કરતા ને રોફ જમાવતાં ચાલ્યાં જાય છે. એ લોકોના ગયા પછી પહેલો

પ્રતિહાર જરા સ્વસ્થ થવા પ્રયત્ન કરે છે. હાંફે છે ને કપાળે હાથ લગાવે છે. એવામાં કારભારી પ્રવેશ કરે છે. ]

**કારભારી**—એઈ...બધું બરાબર છે ને?

**પહેલો પ્રતિહાર**—જી, હા શાબ?

**કારભારી**—(રૂવાબ કરતો) ગધેડા જેવા તમને કંઈ જ ભાન નથી. આ આમ કરવું જોઈએ...તે તેમ કરવું જોઈએ. સાળા નફ્ફટ...ગધાડા...સંસ્કૃતિ પ્રચારના ઉત્સવદિને...

[ પ્રતિહારને પકડીને આમથી તેમ ગાદીતકીઆ તરફ પટકે છે. પ્રતિહાર 'જી સાબ' 'જી સાબ' કરતો હુકમ ઉઠાવે છે. ને થોડું અસ્તવ્યસ્ત થાય છે. ]

**કરુણાશંકર**—કાં સાહેબ આવું કે?

**કારભારી**—હા...હા...પધારો, પધારો. આપે તો અમારા દરબારને ઉજળું કર્યું છે. આપે આખી આલમને સંભળાવ્યું છે કે હિંદની સંસ્કૃતિ અતિ પ્રાચીન છે. હિંદ એ સર્વ દેશોનો ગુરુ છે ને તેના પ્રચારદૂત તરીકે આપણા બાપુનો સંદેશ...

**કરુણાશંકર**—મારા વળી વખાણ કાં કરો...બ્રાહ્મણનું તો કર્તવ્ય છે. આર્ય સંસ્કૃતિ...

**કારભારી**—એ માટે આજે દરબારસાહેબે આપને બોલાવ્યા છે. આપનાં અમૂલ્ય કાર્યની કદર...

**કરુણાશંકર**—એ પ્રભુની...(પછી સુધારતો હોય એમ) દરબાર સાહેબની...(હજી કાંઈ સુધારવાનું હોય એમ, લથડાતી જીભે...) આપની કૃપા....

**કારભારી**—તમે જે કામ કર્યું છે તે અદ્દભુત છે. રાજ્યની પ્રતિષ્ઠા તમે વધારી છે...તમે અમારા મુખ્ય...

(બીજો પ્રતિહાર પ્રવેશ કરી)

દરબાર સાહેબ પધારે છે....

**કારભારી**—પણ અલ્યા ! હજી નગરશેઠ ને મહાજન કેમ દેખાતા નથી ?

(માર્યા અલ્યા, દોડ દોડ...કહેતો એક પ્રતિહાર દોડે છે,)

(મહાજન પ્રવેશે છે.)

**કારભારી**—કેમ, શેઠસાહેબો, તમે મોડું કેમ કરતાં જાઓ છો ? આમ આપણી પ્રજાપ્રતિનિધિ સભામાં બિરાજશો !

**મહાજન શેઠ**—બાપુ, એ તો દીકરીની માને......

**નગરશેઠ**—સાહેબ, જરા સભા તો સ્થપાવા દો ?

**એક ગૃહસ્થ**—એ તો જરા મારે ત્યાં બે ગ્રાહક, હા...હા...

**કારભારી**—એ બરાબર વાત છે. હં, તમે શું કહ્યું ? મહાજનો આપ સૌ ઠીક સોદો કરી આવ્યા લાગો છો. કંઈ નહિ, મોડું થયું તેનો વાંધો નહિ....

(લુચ્ચાઈભર્યું હસે છે.)

(મહાજન શેઠિયા એકમેકની સામું જુએ છે.)

**નગરશેઠ**—એ તો સાહેબ. હવે વેપારમાં ક્યાં કસ રહ્યો છે.

**કારભારી**—(હસતાં હસતાં) કારભારામાં પણ હવે ક્યાં કસ છે ?

**નગરશેઠ**—હા...હા...પણ (અચકાતો, અચકાતો) દરબારસાહેબ પર કમિશન બેસે તે પહેલાં આપણાં દેવાનો......

**મહાજન શેઠ**—ને (આંખ મીંચીને) હં...હં...સાહેબ.

**કારભારી**—હા...હા...એ તો બધું સાથે જ થશે. તમારું આપનું ને મારું.

(ખંધાઈભર્યું હસે છે.)

**નગરશેઠ**—આ મહારાજ કેમ પધાર્યા છે ?

**કરુણાશંકર**—જય જય.

**નગરશેઠ**—જય જય. કંઈ લાડુની ટીપ લાવ્યા છો કે શું ?

**મહાજન શેઠ**—કે ( આંખ પટપટાવતાં ) દીકરી પરણાવવી છે ?

(બીજો પ્રતિહાર પ્રવેશ કરી)

દરબારસાહેબ પધારે છે. બાપુને ઘણી ખમ્મા...

(દરબાર પધારે છે, બધા ઠીકઠાક થઈ ઉભા રહે છે. મહાજનશેઠ મુજરો કરવા જાય છે,)

**દરબાર**—કાં મહાજનો શી ખબર છે ? આપણી પ્રજા કુશળ છે ? તમારા વેપારધંધા......

**મહાજન શેઠ**—બાપજી, એ પૂછશો મા ?

**દરબાર**—તમારે ત્યાં સૌનાં બાયડીછોકરાં કુશળ છે ને ?

**નગરશેઠ**—કુશળ તો છે સ્તો પણ......

**મહાજન શેઠ**—પણ બાપુ વાત એમ છે કે (જરા હલકથી) નગરશેઠને ત્યાં ફીકાની માને દૂધ આવતું નથી તે...

**દરબાર**—ઓહો ? એમાં શું રોજ બે પાંચ કપાસીઆ આપતા જાવને. એ...હં...એકાદ સીગાર...(હાથ લંબાવે છે.)

[ પસાયતો સીગાર સાથે હાજર થાય છે કારભારી તે લઈને દરબારને આપે છે. દરબાર ઠાઠથી ઊભા રહે છે. પસાયતો સળગાવી આપે છે.]

**દરબાર**—હાં...હાં...આજે આપણે શા માટે...

( કરુણાશંકર આગળ આવી આશીર્વાદ આપી ઊભો રહે છે. હં, તમે કોણ છો ? કેમ આવ્યા છો ?)

**કરુણાશંકર**—મને આપે...ફરમાવ્યું છે...

**દરબાર**—શું તમને બોલાવવામાં આવ્યા છે...તમે કોણ છો ? કેમ બોલાવવામાં આવ્યા છે ? (કારભારી સામું જુએ છે.)

**કારભારી**—બાપુ ! આપ ભૂલી ગયા, એ તો કરુણાશંકરભાઈ ! પરદેશમા રાજપ્રતિષ્ઠા અર્થે—

કારભારી—પણ અસ્યા ! હજી નગ
(માર્યા અસ્યા, દોડ દોડ...

કારભારી—કેમ, શેઠસાહેબો,
આમ આપણી પ્રજાપ્રતિનિ

મહાજન શેઠ—બાપુ, એ તો
નગરશેઠ—સાહેબ, જરા સભા
એક ગૃહસ્થ—એ તો જરા મ
કારભારી—એ બરાબર વાત
આપ સૌ ઠીક સોદો કરી
થયું તેનો વાંધો નહિ...

(મહાજન શે

નગરશેઠ—એ તો સાહેબ. હ
કારભારી—(હસતાં હસતાં)
નગરશેઠ—હા...હા...પણ (
કમિશન બેસે તે પહેલાં
મહાજન શેઠ—ને (આંખ મીંચ
કારભારી—હા...હા...એ તો
ને મારું.

નગરશેઠ—આ મહારાજ કેમ પ
કરુણાશંકર—જય જય.
...ય જય. કંઈ લાડુની

**દરબાર**—હા. હા. ( યાદ કરવા પ્રયત્ન કરતા હોય તેમ ) કંઈ યાદ આવે છે ખરૂં. (હાથ લાંબો કરે છે પાછળથી પસાયતો હાથમાં પ્યાલી મૂકે છે. આ પ્રમાણે પ્યાલી વારંવાર ભરાતી અને ખાલી થતી રહે છે.) શું તે...તમે...ઠીક...ઠીક. ચાલો તમને કંઈ ઇનામ આપવું જોઈએ. તમને શું ગમશે ? (કારભારી સામું જુએ છે. ) પાંચ રૂપિયા ?

(ખીસા ફંફોળે છે.)

**કારભારી**—અરે સાહેબ...

**દરબાર**—ત્યારે શું ? દશ-દશ. બરાબર છે. શેઠીઆઓ તમારી કોઈ પાસે પાંચપંદર રૂપિયા છે ? આમની કદર કરવાની છે. જે હોય તે આપો.

[ મહાજન શેઠ છ સાત રૂપિયા આપે છે. ]

ચાલો...ચલાવી લેશું.

**કારભારી**—કરુણાશંકર, રત્નગઢના દરબાર તમારી કદર કરે છે ને તમને......

[ કરુણાશંકર અતિ નમ્રતાથી હાથ લંબાવે છે. કારભારી કૃપણતાથી આપતા દેખાય છે. બે ચાર રૂપિયા હાથમાં પડતાં કરુણાશંકરનો ખોબો કરુણ રીતે છૂટી જાય છે. કારભારીના હાથમાં બે ચાર રૂપિયા બાકી રહે છે. ]

**પ્રતિહાર**—( આવી ) એક સાહેબ આવ્યા છે.

**મહાજન**—હેં !...

( કોઈ કાછડી ઠીક કરે છે તો કોઈ પાઘડી)

**પ્રતિહાર**—આ આપ્યું છે.

( કાર્ડ આપે છે. )

**કારભારી**—( કાર્ડ જોઈ) મિ. વિનયકાન્ત, એ.બી.સી.ડી.આઈ.એમ. એસ. એમ.એ.ડી. એટસ્ટ્રા...

આ તો આપણા પરદેશના પ્રતિનિધિ.

**દરબાર**—આવવા દો, આવવા દો, ગૃહસ્થો. હવે હું દરબાર ભરૂં છું.
(દરબાર રીતસર ઠાઠથી ગાદીપર જઈ બેસે છે.)

**નગરશેઠ**—માળું આ તો ગજબનું થયું! નજરાણો ભરવો જોશે.

**મહાજન શેઠ**—શું કરશું હવે? (લહેકો કરી) તમારી પાસે કાંઈક છે?

**નગરશેઠ**—શું હોય? આપણે તો દરબારમાં કોરાકટ્ટજ આવીએ છીએ.

**મહાજન શેઠ**—(લાચારીનો અભિનય કરી) ત્યારે ચિઠ્ઠી નાખવી જોશે
છૂટકો છે?

**નગરશેઠ**—હા, આ માળો બાલિસ્ટર હમણા જ કયાંથી ફૂટી નીકળ્યો!
[વિનયકાન્ત હાથમાં હેટ લઈ આવે છે.]

**કારભારી**—અમારા નેક નામદાર રત્નગઢના મહારાજા સાહેબ આપને most heartily welcome-સ્વાગત કરે છે. અને આપે જે કામ કર્યું છે તે બદલ ખૂબ ખૂબ મુબારકબાદી આપે છે.

**વિનયકાન્ત**—આપ નામદારનો, સેવક અત્યંત આભારી છે. અને આપ નામદારે રાજ્યને ઉપયોગી થવા માટે સેવકને જે તક આપી છે તે માટે હંમેશનો ઋણી રહેશે.
[સાથે આવેલા બે બ્રાહ્મણો આશીર્વાદના શ્લોક ભણે છે.]

**કારભારી**—આપને પધારેલા જોઈ અમારા મહારાજાસાહેબ પોતાની ખુશી વ્યક્ત કરે છે અને જલસાબંધ કરવામાં આવ્યા છે. છતાં ખુશાલીમાં ફ્રાજલીબાઈને હમણાં હાજર કરવામાં આવશે.

[નૃત્ય-સંગીત]

પ્યારે દરશન દીજ્યો આય,
તુમ બિનુ રહ્યો ન જાય
જળ બિન કમલ ચંદ્ર બિન રજની,
એસે તુમ દેખ્યો બિન સજની

આકુળવ્યાકુળ ફિરત રૈન દિન,
વિ ર હ ક લે જો ખા ય
દિવસ ન ભૂખ નીંદ નહિં રૈના,
મુખસે કથત ન આવૈ બૈના
કહા કહું, કછું કહત ન આવૈ,
મિલકર ત પ ત બુ ઝા ય
ક્યૂ તરસાવો અન્તરજામી,
આય મિલો કિરપા કર સ્વામી
મીરાં દાસી જનમ જનમકી,
પ ડી તુ મ્હા રે પા ય.

[દરબાર સાથે બધા ડોલે છે ને સંગીત સમજવાનો ઢોંગ કરે છે. નૃત્ય પૂરૂં થતાં ફાજલીબાઈ બાપુની સામે આવી નમન કરે છે. બાપુ ખુશ થઈ તોડો કાઢી, બાઈને ભેટ આપે છે. બાઈ કુરનીશ બજાવી ચાલી જાય છે.]

**મહાજન શેઠ**—માળુ આ ઠીક થયું. સગીતના તાનમાં નજરાણાની વાત ચાલી ગઈ. હા...હા...વાહ, વાહ, (લટકાથી) શું ગાન ગાયાં?

**કારભારી**—મિ. વિનયકાન્ત હવે પછીના તમારા (ડેપ્યુટેશન) માં આવી નાઝનીનો લઈ જશો, પરદેશમાં પણ બતાવી આપશો કે રાજાની સંસ્થા કેટલી ઉપયોગી છે,

**કારભારી**—મહાજનો, આ શુભપ્રસગે તેને અનુરૂપ, આપના તરફથી આપનું નજરાણું લાવી શકશો. અમને આશા છે કે મિ. વિનયકાન્ત આ જોઈ દેશપરદેશ આપણી ખ્યાતિ ગાશે.

આપણા મહાજનની પ્રખ્યાતિ વધે અને રાજસંસ્થા સાથે મહાજનસંસ્થા પણ કાયમની હોવી જોઈએ એવી

પ્રતીતિ થાય એ માટે માતબર રકમથી જ આપ સૌ શરૂ કરશો.

[ મહાજન ધોળી પૂણી જેવું થઈ જાય છે. એકેમેકની સામું જુએ છે. ખાલી ખિસ્સા બહાર કાઢી કારભારીને બતાવે છે. ]

**કારભારી**—દરબારસાહેબને મહાજનનો સંપૂર્ણ વિશ્વાસ છે. મિ. વિનયકાંત, આપને જોઈને નવાઈ લાગશે પણ અમને કહેવા દો કે અમારૂં મહાજન આવે પ્રસંગે નજરાણું કેવું ધરવું એની વિમાસણમાં હતું, એવામાં અચાનક આપની પધરામણી થઈ. પણ એવી મૂંઝવણ વખતોવખત થઈ આવે છે. એ રોગ અમારા રાજ્યમાં સાધારણ થતો જાય છે. એથી અમે શોધી કાઢયું છે કે આવે વખતે દરેક ગૃહસ્થ નજરાણામાં ચિઠ્ઠી મૂકી જાય અને પછી દરબારની ઇચ્છા મુજબ એ વસુલ થાય છે. અમારૂં મહાજન કે દરબાર એમાંથી ફરતા નથી. અમારૂં મહાજન કોરી ચિઠ્ઠીઓને પણ દરબારની ઇચ્છાનુસાર માન આપે છે ને યાવત્ચંદ્રદિવાકરૌ એ દસ્તાવેજ ખરો ગણાય છે.

**મહાજન શેઠ**—માળા, આ તો મારી નાંખ્યા.

(કારભારી તરફ ખીજવાટ વ્યક્ત કરે છે. મહાજન ઉઠી એક પછી એક ચિઠ્ઠી મૂકી જાય છે.)

**કારભારી**—મહારાજસાહેબ, આપને આપનો અહેવાલ રજૂ કરવા ફરમાવે છે.

**વિનયકાન્ત**—નેક નામદાર! મને કહેતા દિલગીરી ઉપજે છે કે મારો રીતસરનો અહેવાલ, જેના ઉપર મંજૂરીની મહોર વડા પ્રધાને મારી છે, અમારા કામને approve કરતી અનેક દેશની સહીઓ છે, તે હું ભૂલી આવ્યો છું...સાથે અમારા કામની પ્રશંસા આપતા અનેક અહેવાલો પણ હું રજૂ કરીશ. સંપૂર્ણ વિગતે

એક મોટી પેટી ભરાય એટલા એ થયા છે જે કારભારી સાહેબના હુકમથી મંગાવી શકાશે. અમે રોજના શુન્યથી માંડીને પચાસ ભાષણો અને લેખો આપ્યાં છે કે છપાવ્યાં છે. દેશદેશના એકેએક છાપામાં અમે ભાષણ કર્યું નહિ હોય તો પણ ગંજાવર સભાના રીપોર્ટ આપ એમાં જોઈ શકશો.

**કારભારી**—એ હું હમણાં મંગાવું છું. આપ ટૂંકમાં બ્યાન કરશો. બાપુનો અમૂલ્ય સમય એળે જાય છે.

**દરબાર**—મિ. વિનયકાન્ત ! તમે દેશનું મોં ઉજળું રાખી, રાજસંસ્થાની ઉપયોગિતા કાયમ માટે ઠસાવી છે. તે કામની કદર કરવામાં આવશે.

( એક મોટી બેગ ઉપાડીને ચાર પટાવાળા આવે છે, તેનો મદદનીશ એમાંથી નાના મોટા—ઉંચા નીચા કટીંગ કાઢે છે. )

**દરબાર**—ઓ હોહો, આ આવી મોટી પેટી ભરી તમારા ડેપ્યુટેશને કામ બજાવ્યું !

**મહાજન**—વાહ ! વાહ ! રંગ રાખ્યો.

**કારભારી**—બાપુનું રાજ અમર તપો.

**વિનયકાન્ત**—અને એ દરેક લેખ કે ભાષણમાં અનેક અવતરણો, પ્રમાણો આપવામાં આવતા. વળી રાજસંસ્થાના પ્રતિક તરીકે રામચંદ્રની મૂર્તિની પ્રતિષ્ઠાપના કરી, લંડન અને ન્યુ યોર્કમાં એક એક મંદિર સ્થાપવામાં આવ્યાં છે.

**દરબાર**—That is it.—બરાબર

**કારભારી**—રાજ્યસંસ્થા અને આર્યસંસ્કૃતિના પ્રચાર અર્થે અમારૂં રાજ્ય અહોનિશ શ્વાસોશ્વાસે પ્રયાસ કરે છે.

**દરબાર**—કરે છે શું ? કરશે. કારભારી પડો વજડાવો. એકેએક માણસે, આબાલવૃદ્ધ સૌએ આર્યસંસ્કૃતિનું શિક્ષણ આજથી લેવું અને એનો પ્રચાર આખો વખત કરવો.

( કારભારી ફરમાન લખાવે છે. )

**કારભારી**—એ માટે આપણે કોઈને નિયુક્ત કરવા જોઈશે.

**દરબાર**—(માથું ખંજવાળી) આ...મિસ્ટર...છે ને.

**કારભારી**—એમનું સંસ્કૃતનું જ્ઞાન ઉંડા સુધીનું છે.

**વિનયકાન્ત**—ના. દરબાર સાહેબે મારી જે કદર કરી, મને આ માનવંત પદ આપે છે એ માટે હું અહેશાનમંદ છું. પણ અમારા આંગ્લદેશમાં સંસ્કૃતનું શિક્ષણ મેં લીધું જ નથી. મારી ઉંમરના પોણા ઉપર વર્ષો મેં ઇંગ્લાંડમાં ગાળ્યા છે....

**બીજો ગૃહસ્થ**—ત્યારે તમે આ બધું કેવી રીતે કરી શકયા ? આ સંસ્કૃતનાં અવતરણો અને સંસ્કૃતિની બડી બડી બાતો.

**વિનયકાન્ત**—એ બધુ આ આપણા કરુણાશંકરભાઈને આભારી. એ આખી વાત તૈયાર કરતા અને હું રંગરોગાન મારી છાપાંમાં છપાવી દેતો. નહિ તો મારે કહે ત્યાં મંદિરો સ્થપાય ? પરદેશની લલનાઓ, આ એમનાં પાઘડી પિતાંબર, એમનો સરળ સેવાભાવ ને વેશ જોઈ પડાપડી કરતી ને એમને જ કારણે આ બધું થઈ શકયું છે.

**કારભારી**—હા...હા...એ ખરી વાત......બાપુ, આ આપણા કરુણાશંકરભાઈને તો આપણે ભૂલી જ ગયા ?

**દરબાર**—હા. માળુ એ ભૂલ થઈ. પણ લાયકની કદર કરવી જોઈએ. કરુણાશંકર ! હું સમજી શકયો. આજથી તમને અમારા રાજ્યમાં મુખ્યશાસ્ત્રીની પદવી સોંપવામાં આવે છે. સાથે ન્યાયાધીશની પદવીએ આપવામાં આવે છે ને સંસ્કૃતિધુરંધર મહામહોપાધ્યાયની ઉપાધિ આપવામાં આવશે

**કારભારી**—પણ બાપુ, શાસ્ત્રી, કેળવણીના અધિકારી તરીકે કરુણાશંકર તો ઠીક, પણ એમના જેવા ન્યાયપરાયણ ન્યાયાધીશ !

**દરબાર**—અને કેળવણીની એક યોજના તૈયાર કરો. એકેએક વિદ્યાર્થી શાળામાંથી જ આર્યસંસ્કૃતિનું, સનાતન ધર્મનું શિક્ષણ...

**કારભારી**—હા. શાસ્ત્રીજી, રાજાઓના ઇતિહાસને અને પ્રજાની વફાદારીને એમાં મુખ્ય સ્થાન અપાવું જોઈએ.

**નગરશેઠ**—હા, બાપજી ! બરાબર. રાજા રામચંદ્ર ન હોત તો ? એ રાજાજીએ જગતનું કેટલું કલ્યાણ સાધ્યું;

**મહાજન શેઠ**—(લાપસી પીરસતાં) ને ભામાશા જેવો વણિક !

**દરબાર**—બરાબર છે. એ વફાદારી તમારે સૌએ કેળવવી જોઈએ.

**કારભારી**—હા-બાપુ (વિચાર કરતો) આ કરુણાશંકરભાઈને આપણે વિદેશની શિક્ષણ સંસ્થાના અભ્યાસ અર્થે મોકલીએ તો... (સ્વગત) તો આ ન્યાયપરાયણ ન્યાયાધીશ ને કેળવણીનો નવો ખટરાગ-બધું એક ધાએ જાય...

**નગરશેઠ**—હા. બરાબર સાહેબ ! તો આપણા રાજ્યની કેળવણી ખીલી નીકળે. વિલાયતનો ભણેલો માણસ કેવું શીખવે ? હેં બાપા... ખરું ને.

**એક ગૃહસ્થ**—એ ખર્ચને બદલે મફત શિક્ષણ આપીએ તો, અભણોને ભણાવીએ, પરદેશના ભણતરનું આપણા સંસ્થાનમાં શું કામ ? આ તો બાપુ ! નામદાર સાહેબ, ઘોડા અગાડી ગાડી મૂકવા જેવું થાય છે.

**કારભારી**—(ત્રાંસી આંખે જુએ છે) આપણે એ બધી વિચારણા ફુરસદે કરીશું.

**દરબાર**—કારભારી, સં સ્કૃ તિ પ્ર ચા ર નો પડો...ને ચાલો સભા બરખાસ્ત કરો.

[દરબાર ઊઠી ઊભા થાય છે. પાછળ કારભારી અને મહાજન જાય છે. દાંડીવાળો પ્રવેશ કરે છે.]

**કરુણાશંકર**—(દાંડીના અવાજે તંદ્રામાંથી જાગ્રત થતા હોય એમ) આ આમ સંસ્કૃતિ પ્રચાર થતા હશે. આવી રાજસંસ્થા આ જમાનામાં ટકશે ?

**દાંડીવાળો**—આ અડબંગ મહારાજ શું લવી રહ્યો છે. ચાલ, ભાઈલા ! ચાલ, સંસ્કરતી પરચાર કરવા માંડ.

(દાંડી જોરથી વગાડે છે.)

પડદો પડે છે.

## પાત્રો

| | |
|---|---|
| દુર્ગારામ મંછારામ મહેતાજી | ગામઠી નિશાળના મહેતાજી |
| રા. બ. દાદોબા પાંડુરંગ | પ્રાણશંકર મહેતાજી |
| દલપતરામ માસ્તર | રામપ્રસાદ |
| દિનમણિશંકર શાસ્ત્રી | નંદરામ ભટ્ટ |
| દામોદરદાસ | રવિશંકર નાનાવહોરા |
| | દીક્ષિત હરનારાયણ |
| | કોટવાળ ગણપતરામ |
| | હરિભાઈ દફતરદાર |
| | વિઠ્ઠલદાસ મુલતાની |
| | હરગોવિંદદાસ |
| | કૃપાશંકર |
| | ભુવા વજેરામ ગોકળદાસ |

આ સિવાય સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ, સિપાઈઓ, ભુવા, લોકો વગેરે

**સ્થળ—સુરત શહેર**

**સમય—ઈ. સ. ૧૮૪૩–૪૪**

*બધા પાત્રો ઐતિહાસિક છે.

## પ્રવેશ પહેલો

સુરતના હરિપરામાં આવેલી ગામઠી–સરકારી ગુજરાતી શાળાનું મકાન.
[ એક બે છોકરાઓ શાળાનો અંદરનો ભાગ, ઓટલો વગેરે ઝાપટતાં હોય છે. તે ઝાપટીને ગુણીઆ પાથરે છે ને મહેતાજી માટે તકીઓ મૂકે છે. શેરીને નાકે મહેતાજી હાથમાં લાંબી નેતર વીંઝતાં ને છોકરા ઉઘરાવતા સંભળાય છે. ]

**મહેતાજી**—' એ ભીખા...નિશાળે ગયો નથી ?...ચાલ...

( ભીખો અંદરથી ઊઊં...કરે છે. )

' આવે છે કે ટાંગાટોળી કરીને લઈ જાઉં...

(સોટી વીંઝે છે. ઓટલા પર જોરથી અફાળે છે).

' ઓ...બા !...મહેતાજી મા...રે છે. ઊં...ઊં.

( એક છોકરાને–વડા નિશાળીયાને )

' ચાલ, અલ્યા...ભીખાને તેડતો જા. નહિ આવે તો ટાંગાટોળી કરજે.

( ધાંટો પાડી મહેતાજી આગળ વધે છે. )

' એ દલપત ! હજી મરી નથી ગયો ! રોજ રોજ તને કોણ સા...તેડવા આવે ? લાટજાદાના દીકરા...

' જી...આ...ચાલ્યો...'

' તો વહેલો જજે. '

' ને કેમ દેવચંદ શેઠ !...તમારી ઊંઘ હજી ઊડતી નથી ? ચાલો, ચાલો વહેલા થાવ.'

' આજે તો...હું.. ઊં ઊં...'

' તે ભણશો નહિ તો વ્યાજુ કેમ કરીને કરશો ?'

' ચાલો...ચાલો...આવો છો કે...'

( સોટી વીંઝીને અફાળે છે. )

**અંદરથી**—અરે, મહેતાજી ! એ તો હજી કૂમળું બાળક છે. હમણું તૈયાર થઈ જશે.

**મહેતાજી**—આ ઊભો...ચલો...ચલો.

**અંદરથી**—હાજી ! તમે જતા થાવ ત્યાં નોકર સાથે મોકલી આપું છું.

**મહેતાજી**—હા...હા...એમ કરો. ધીરે રહીને મોકલજો.

(જરા આગળ જઈ)

ને ચાલો સોભાગચંદ...આજ તો ધાણીચણું વહેચાવવના છે. એ મકના...એ કૃ...ષ્ણા...

[ આમ બૂમ પાડતાં, સોટી વીંઝતાં ને અફાળતા ઘેર ઘેરથી છોકરાઓને બહાર કાઢતા, જાણે રણજંગ જીતતા હોય એવી છટાથી મહેતાજી આગળ વધે છે. ]

(એવામાં પાછળથી)

'....મહેતા કારેલી
હીંગે વઘારેલી'

(બૂમ પાડતા દોડી જાય છે.)

( મહેતાજી, સોટી વીંઝતાં પાછા ફરે છે. આમ-તેમ ક્રોધથી છોકરાઓને શોધે છે ને નિશાળમાં જાય છે.

જે છોકરાઓ શાળામાં આવ્યાં છે તે મહેતાજીને આવતા જોઈને, રમતા બંધ થઈ જાય છે ને સાફ કરવા, પાટી લઈને લખવા અને મોટેથી ભણવા મંડી પડે છે.)

મહેતાજી—ચાલો, અદબપલાંઠી વાળો. ચાલો, બોલવા માંડો...

'સરસ્વતી સરસ્વતી તું મારી મા.
પે'ર પટોળા ને ઘેબર ખા.
એક નિશાળિયો રૂડો
સરસ્વતી માંગે ચૂડો
ચૂડો પહેર્યો હાથે
સરસ્વતી બેઠા પાટે.'

અલ્યા, કોણ કોણ આવ્યા છો? પેલો દલપત હજી દેખાતો નથી. જાવ તો અલ્યા! એને ટાંગાટોળી કરીને લઈ આવો.

(બે છોકરાઓ જાય છે, બીજા ગાય છે.)

'વહેલી સવારે ઊઠવું જી,
દાતણપાણી કરવું જી.
નાહીધોઈને શ્રીરામનું નામ લેવું જી,
નિત નિશાળે ભણવા જાવું જી.'

(એવામાં એક છોકરા આવે છે.)

મહેતાજી—અલ્યા! કેમ મોડો આવ્યો?

(એક સોટી મારે છે, બીજી મારવા જાય છે. એવામાં......)

છોકરો—સાહેબ! હું તો એને તેડવા ગયો હતો એટલે મોડું થયું.

મહેતાજી—હેં, ખરી વાત. અલ્યા! કેમ મોડું કરે છે? ચાલ, વડા નિશાળીઆ, આ શેઠિયાને અંગૂઠા પકડાવો.

(દલપતને ટાંગાટોળી કરી લાવે છે.)

મહેતાજી—કેમ, અલ્યા! તરત આવતો હતો તે ક્યાં મરી ગયો હતો?

દલપત—( મોટો ભેંકડો તાણતો ) ઊં...ઊં...સાહેબ....

મહેતાજી—સા...હજામભાઈની જાત...ભણીગણીને શું કરવાનો છે? જા, પેલા ખૂણામાં મરી રહે.

( દલપત જરા ખુશ થતો જવા જાય છે. )

મહેતાજી—વડા નિશાળીઆ !

વડા નિશાળીઓ—જી, મહેતાજી !

મહેતાજી—આ દલપતને પાટી આપો. બરાબર, મારી પાસે. પાછળ.

દલપત—સાહેબ,...હવે નહિ કરૂં...આજનો દિવસ...

( વડો નિશાળીઓ દલપતને પાટી આપે છે. )

મહેતાજી—ચાલો દેવચંદ ! તારી પાટી લાવ. ( દેવચંદ પાટી લઈ આવે છે. ) વડા નિશાળીઆ, માટી પાથરો. કક્કો પાડી આપો.

કક્કો કેવલીઓ....

( વડો નિશાળીઓ પાટી પર ભીની કરેલી માટી પાથરી સરખી કરી, તેમાં ક કોરી ને લખે છે. પછી વતરણું ફેરવીને લખી બતાવે છે.)

અલ્યા, ખીમચંદ ! જોઊં તું શું કરે છે?

(પાટી લઈ લખી) લે. વતરણું લે.

ખખ્ખો ખાજલિયો

અલ્યા, જોઊં ? લે, લખ જોઊં.

એકડે એક....

( પાછળથી )

પાપડ શેક....

મહેતાજી—એ કોણ મૂઓ છે ! અહીં આવે...

( રસ્તાપરથી )

પાપડ કાચો....

( ઢોલ તાસાં, વાજાં સંભળાય છે. છોકરાઓ જોવા માટે ઊંચાનીચા થાય છે. )

**મહેતાજી**—ચાલો, હજી વાર છે. થાળીવાળા હોય તે આવી જાય.

( બે ચાર છોકરાઓ આગળ આવે છે. )

કક્કો પૂરો થયો કે ? કક્કો પૂરો કર્યો હોય તે થાળી લખે.

થાળી રે તમે માજો જીરે, લીટીરે તમે દોરો જી રે. તંબાકુવાળા સોભાગદાસ શંભુદાસ, **સો** આવે તો કાનોમાત્રા, **ભા** આવે તો કાનો **શોભાગ**, ગ આવે તો કંઈ નહિ. **દા** આવે તો કાનો **દાસ**, સ આવે તો કંઈ નહિ. **સોભાગદાસ....**

[ એવામાં દુર્ગારામ મહેતાજી આવે છે ને અંદરના ભાગમાં જાય છે. બીજા થોડા છોકરાઓ પણ આગળપાછળથી જઈને અંદરના ભાગમાં ભણવા બેસે છે.

ગામઠી શાળામાં લેખન ચાલતું હોય છે.

નિશાળનો ઘંટ વાગે છે.

દુર્ગારામ મહેતાજી પ્રાર્થના કરાવે છે.

ગામઠી નિશાળના મહેતાજી ત્યાં જઈ પ્રાર્થનામાં ભળે છે. છોકરાઓ પણ ભણવાનું છોડી કંઈક શાંતિથી બેસે છે.

પ્રાર્થના પૂરી થતાં, ઢોલતાસાં વાગતાં સંભળાય છે ને સરઘસ નિશાળ પાસે આવતું દેખાય છે.

બધા છોકરાઓ ઊંચાનીચા થઈને, રસ્તા પર, ઓટલા પર એકઠા થઈ જાય છે.

મહેતાજી ઊંચા થઈ જુએ છે, વરઘોડો નજીક આવતા ]

ચાલો, છોકરાઓ! બરાબર બેસી જાવ...

(જરા થોભીને)

અલ્યા, વડા નિશાળીઆ! પાટી લાવો, કંકુ લાવો.

(છોકરાઓમાં ચમત્કાર થયો હોય એમ અણધારેલી શાંતિ, અદબ આવી જાય છે, હાથમાં પાટી રાખી બાલસહજ કુતુહલતાથી બધા જોવા લાગે છે,

વરઘોડો ઊતરે છે. ગાડીમાંથી મુંડન કરાવેલા એક છોકરાને મહેતાજી તેડી લાવે છે, બધાને બરાબર બેસાડે છે. છોકરા પાસે પાટી પર કંકુ છાંટીને પૂજન કરાવે છે.

વડો નિશાળીઓ ગવડાવે છે. બધા ગાય છે —કે જોરથી બૂમો પાડે છે.

મહેતાજીને પાઘડી બંધાવો
છોકરાને છુટ્ટી અપાવો.

(વિધિ પૂરી થાય છે. છોકરાઓને ધાણીચણા પતાસાં વગેરે વહેંચાય છે. છુટ્ટી અપાય છે.)

છુટ્ટી બાઈ છોડ દો
રૂપૈયા ઉછાળ દો.

વરઘોડો જાય છે તે સાથે ગામઠી નિશાળના મહેતાજી અને પાછળથી ભણનારા પણ જાય છે.

આ દરમિયાન દુર્ગારામ પાસે જઈને ઘરધણી બોલાવી આવે છે. મહેતાજી પાસે બેસાડે છે. તેની પાસે પ્રાણશંકર મહેતાજી બેસે છે.)

**ઘરધણી**—દુર્ગારામજી ! ચાલો, અમારી સાથે પધારો અને છોકરાઓને છુટ્ટી આપો.

**દુર્ગારામ**—હાજી. પણ સામૈયું તો પૂરું થયું ને.

**ઘરધણી**—આજની ખુશાલીમાં મારા તરફથી આટલું થવું જોઈએ.

**દુર્ગારામ**—પણ છોકરાઓનું ભણતર બગડે તે.

**ઘરધણી**—તે એક દિવસમાં કંઈ નહિ...અને આજે આપને અને સૌ નિશાળીઆને અમારે ત્યાં ભોજન લેવાનું અને છુટ્ટી...

**પ્રાણુશંકર**—હા, મહેતાજી ! છોકરાઓનો હવે ભણવામાં જીવ લાગવાનો નહિ એટલે છુટ્ટી આપો.

(કોઈ આવીને)

સામૈયું ખોટી થાય છે.

(ગોર બૂમ પાડે છે.)

મૂહુર્ત વીતે છે.

(બીજી બૂમો)

ચાલો, ચાલો.

(દુર્ગારામ, પ્રાણુશંકર વગેરે ઘરધણી સાથે જાય છે.)

(નિશાળીઆઓ ધમાચકડી તોફાન કરે છે.)

**એક નિશાળીઓ**—જોયા, પેલા પ્રાણુશંકર મહેતાજી.

**બીજો નિશાળીઓ**—પણ આ આપણા દુર્ગારામજી તો રજા જ આપવાની ના કહેતા હતા.

**ત્રીજો નિશાળીઓ**—તે કંઈ ચાલવાનું. આપણે સૌએ આજે ભણવાનું જ નહિ.

**પહેલો નિશાળીઓ**—તો પછી,

સોટી વાગે ચમચમ
વિદ્યા આવે રમઝમ

(એક જણ અભિનય કરે છે.)

**બીજો નિશાળીઓ**—જમવા જવાને તૈયાર થવાની રજા મળવી જોઇએ.

**પહેલો નિશાળીઓ**—જોયો મોટો લાટસાહેબ, તૈયાર થવાને તે કેટલીવાર.

(દુર્ગારામ, અને પ્રાણશંકર મહેતાજી આવે છે.)

**દુર્ગારામ**—મહેતાજી! આવો, અમારી નિશાળ જુઓ, તપાસો. મારા નિશાળીઆઓને જરા શીખવો, મારી થોડી ગૂંચ ઉકેલો.

**પ્રાણશંકર**—ઓહો! તમારી ગૂંચ હું શું ઉકેલવાનો, તમે તો દેશનું નાક છો. તમારા જેવા મહેતાજી, આખા દેશમાં બીજા કોઈ નથી.

**એક ગૃહસ્થ**—હા, હા, ગુજરાતના બધા મહેતાજીને મુંબઇમાં ભેળા કરી, સરકારે પરીક્ષા લીધી. તેમાં પહેલે નંબરે દુર્ગારામજી આવ્યા.

**પ્રાણશંકર**—ને રૂપિયા ત્રણસોનું ઇનામ લાવ્યા.

**દુર્ગારામ**—પણ પ્રાણભાઈ, તમે ય ક્યાં કમ છો?

**પ્રાણશંકર**—તેથી તો અમદાવાદ, કાઠિયાવાડ સુધી કહેવત જાણીતી થઈ છે કે 'દુર્ગારામ મહેતાજીનો નિશાળિયો કોઈ મૂર્ખ નહિ...

**દુર્ગારામ**—'અને પ્રાણશંકરનો કોઈ ભાગ્યહીન નહિ.' ને ભૂગોળ તો તમારી જ કહેવાય.

**પ્રાણશંકર**—પણ...

**દુર્ગારામ**—બસ, એક જ પાઠ આપો. અને . છોકરાઓ...

**એક વિદ્યાર્થી**—ને પછી છુટ્ટી.

**પ્રાણશંકર**—શાબાશ! દોસ્ત.

**દુર્ગારામ**—(એક વિદ્યાર્થીને) જાને, જરા રામપ્રસાદને બોલાવી લાવો. કહેજો કે મહેતાજીના તમે દશ વર્ષ પહેલાં વિદ્યાર્થી હતા તે

તમારા ક્ષેમકુશળ જાણવા ને બે બોલ બોધના કહેવા બોલાવે છે.

( વિદ્યાર્થી જાય છે. )

દુર્ગારામ—તે છોકરાઓ, જુઓ આ પ્રાણશંકરભાઈને તમે જાણો છો. કેવા સરસ મહેતાજી છે. એમની નિશાળમાં ભણેલા બધા મોટા માણુસ થાય છે. એ તમને ભૂગોળનો પાઠ આપે છે ને બે બોલ શિખામણના કહે છે.

ચાલો, ધ્યાન આપો. આજે એટલું જ ભણવાનું.

પ્રાણશંકર—છોકરાઓ ! ( કડપથી ) અદબપલાંઠીવાળો બરાબર બેસી જાવ...એઈ...કેમ, આડું જુએ છે ?...અલ્યા ! ( એક છોકરા તરફ આંગળી કરી ) પૃથ્વીનો આકાર કેવો છે ? તે તને ખબર છે, કહે જોઉં ?

વિદ્યાર્થી—સાહેબ, મહેતાજીસાહેબ કહે છે કે પૃથ્વી ગોળ છે.

પ્રાણશંકર—તે તું માને છે ?

વિદ્યાર્થી—ના, સાહેબ.

પ્રાણશંકર—કેમ ?

વિદ્યાર્થી—બાપા ના કહે છે. પૃથ્વી ગોળ હોય તો તેના પર રહેવાય શી રીતે ?

પ્રાણશંકર—બરાબર છે. પૃથ્વી ગોળ હોય તો આપણે તેના પર કેવી રીતે ચાલી શકીએ ? પડી જઈએ ને.

બીજો વિદ્યાર્થી—તે મહેતાજીસાહેબ કહે છે તે ખોટું ?

પ્રાણશંકર—ના. મહેતાજીસાહેબ નિશાળમાં કહે છે તે બહુ ખોટું નથી. એટલે કે સાહેબ પરીક્ષા લેવા આવે ને પૂછે ત્યારે કહેવું કે પૃથ્વી ગોળ છે ને ફરે છે. પણ તમે કોઈ માનશો નહિ કારણ કે પૃથ્વી ગોળ હોય અને ફરે તો આપણાં ઘર પડી જાય. તે પડતાં નથી માટે એ વાત ખોટી છે.

**બીજો વિદ્યાર્થી**—મને તો સાહેબ, મહેતાજીસાહેબની વાત બરાબર લાગે છે.

**પ્રાણશંકર**—(ડોળા કાઢી) વચ્ચે બોલવાનું નહિ. બેસ, અંગુઠા પકડ...ગધા...

ચાલો...હવે...(પાટીઆ તરફ ફરે છે.)

**ત્રીજો વિદ્યાર્થી**—પણ સાહેબ પરીક્ષા લેવા આવે તેને એક કહેવું ને માનવું નહિ એવું કંઈ થાય?

**ચોથો વિદ્યાર્થી**—સાહેબ કહે છે કે એમ કરીએ તો ઇશ્વરના...

**પ્રાણશંકર**—ચાલો...ડહાપણ બસ થયું...કોઈ મોટા સામું મોટેથી બોલવું નહિ. આમન્યા રાખવી, સામું જવાબ આપવો નહિ, એટલું પણ તમે શીખ્યા નથી. તમને તે શું શીખવવું? દુર્ગારામ મહેતાજી તો મહાન પુરુષ છે એમની બરાબરી આપણાથી થાય નહિ. એનું ઋણ ગુજરાત પર સદાસર્વદા રહેવાનું છે... પણ એમની વાતે ચાલીએ તો આપણા ઘરબાર વેચાય, ન્યાત જાતમાં પ્રતિષ્ઠા જાય. પછી શું રહે? મારી આ શિખામણ માનશો તો તમે પણ મારા નિશાળીઆની જેમ ભાગ્યહીન નહિ રહો.

ચાલો. હું સૌને આશીર્વાદ આપું છું. કેમ દુર્ગારામજી! બરાબર છે ને?

(દુર્ગારામ જવાબ આપતા નથી, એવામાં એમનો ઓરપાડનો વિદ્યાર્થી રામપ્રસાદ આવે છે.)

**દુર્ગારામ**—રામપ્રસાદ! ક્યારે આવ્યા? છેક ઓરપાડથી દશ માઈલ ચાલીને આવ્યા તે થાક તો નથી લાગ્યો ને.

**રામપ્રસાદ**—ના સાહેબ, આપને મળવાનો લાભ મળ્યો.

**દુર્ગારામ**—તે જો તમે ન આવ્યા હોત તો હું ઉતારે આવીને મળત.

**રામપ્રસાદ**—અરે, સાહેબ! આપનો કેટલો બધો પ્રેમ છે!

**દુર્ગારામ**—બધાં ખેમકુશળ છો ને ? તમારો રોજગાર સારો ચાલે છે ને ? બૈરીછોકરાં સૌ વાતે સુખી છો ને.

**રામપ્રસાદ**—હા, સાહેબ ! આપના આશીર્વાદથી બધું બરાબર છે.

**દુર્ગારામ**—બહુ સારું ! મને તો મારા વિદ્યાર્થીઓ બહુ યાદ આવે છે. આપણા બીજા વિદ્યાર્થીઓની પણ ખબર રાખતા રહેજો. અને તમે રૂડી રીતે ચાલો છો ને. નકામા ખર્ચ તો કરતા નથી ને? અને તમે કાંઈ લોકોપયોગી કામ કરો છો કે ? આપણા લોકોનું અજ્ઞાન દૂર કરવા તમારે પ્રયત્ન કરવો જોઈએ. ભણેલાઓ બધાએ એમ કરવું જોઈએ.

**રામપ્રસાદ**—હું લોકોને કથાવાર્તા કહું છું ને આપના ઉપદેશ પ્રમાણે જ્ઞાન આપવાનો ઉદ્યોગ કરું છું.

(દાદોબા પાંડુરંગ, દલપતરામ માસ્તર વગેરે આવે છે.)

**દાદોબા**<br>**દલપતરામ** }—અમે અહીં જનોઈમાં આવ્યા હતા અમને થયું કે મહેતાજીને મળીએ ને કંઈ વિચાર કરીએ.

**દુર્ગારામ**—બહુ સારું કર્યું. છોકરાઓને આજે છુટ્ટી આપી એટલે મને પણ એ વિચાર આવતો હતો.

**દલપતરામ**—આપણે અહીં ચાર જણ ભેળા થયા છીએ તો વિચારની આપલે કરીએ.

**દુર્ગારામ**—બરાબર છે. પણ આપણે હંમેશ એમ કરી શકીએ, અને લોકોને પણ કહી શકીએ એ માટે એક સભા સ્થાપવી જોઈએ.

**દાદોબા**—હા. એ વિચાર બહુ ઉત્તમ છે. આપણે એક પુસ્તક પ્રચારક મંડળ તો કાઢયું છે પણ આવું કંઈ કરતાં નથી.

**દલપતરામ**—આપણે આ સભામાં શું કરીશું ? 'લોકોને સાચો ધર્મ કહેવાનો ઉદ્યોગ તો મંદમંદ ચાલે છે.'

**દુર્ગારામ**—એટલે આપણે 'વૃતાંત લખવું જોઈએ. શાથી કે જગતમાં મનુષ્યનું જીવવું અલ્પ છે તેથી આપણો વિચાર કોઈ આગળના લોકો જાણશે નહિ.'

(દામોદરદાસ ને દિનમણિશંકર શાસ્ત્રી આવે છે.)

વળી 'અજ્ઞાનથી માણસો અત્યંત દુઃખમાં પડેલાં છે. તેમને મોક્ષ પ્રાપ્ત થવા માટે જ્ઞાનપૂર્વક ખરો વિચાર પ્રાપ્ત કરી લેવા હર શનિવારે રાત્રે મેળાપ રાખવો ને ખરા વિચારની ચર્ચા ચલાવવી.'

**દાદોબા**—આપણે તે માટે 'વિચાર કરીને કંઈ નિયમ બાંધીએ.'

**દામોદરદાસ**—હા, મહેતાજી, તમે જ લખાવો.

**દુર્ગારામ**—(વિચાર કરતાં) જે હું લખાવું...(વિચારમાં) લખો ત્યારે......

(૧) સર્વ સૃષ્ટિનો ઈશ્વર એક છે.

(૨) મનુષ્ય માત્રની નીતિ એક છે.

(૩) મનુષ્ય માત્રનો ધર્મ એક છે. જેણે પોતપોતાના ધર્મો ભિન્ન માનેલા છે તે તેઓનું અભિમાન છે.

(૪) મનુષ્ય ઉત્તમ અધમ ગુણ પરથી જાણવા, કુળ ઉપરથી નહિ.

(૫) વિવેકને અનુસરી કર્મ કરવાં.

(૬) ઈશ્વરની કૃપા માટે ભક્તિ કરવી.

(૭) સદ્‌માર્ગની શિક્ષા સહુને કહેવી.

**દાદોબા**—ચાલો, આ માનવધર્મ સભાના નિયમો પર સહીઓ કરીએ.

(બધા સહી કરે છે. એવામાં નંદરામ ભટ આવે છે, એ આશરે ૬૦ વર્ષના વૃદ્ધ છે. સૌ સાથે સામસામે પ્રણામ કરે છે.)

**દુર્ગારામ**—કેમ, ભટજી.

**નંદરામ ભટ**—ચાલો, જનોઈવાળાઓએ કહાવ્યું છે કે દુર્ગારામ મહેતાજી, દાદોબા સાહેબ વગેરે સર્વ મંડળીને તેડી લાવો

**દામોદરદાસ**—પણ હજી તો વાર છે.

**નંદરામ**—હા, થોડી વાર તો છે.

**દામોદરદાસ**—તો બેસો.

**દુર્ગારામ**—નંદરામ ભટજી! આપને વૃદ્ધ જાણીને પૂછું છું કે આ 'આ ન્યાતમાં અસલની વેળાએ આટલો ખર્ચ હતો નહિ અને આજે આટલો વધી ગયો છે તેનું શું કારણ'

**નંદરામ**—'ધર્મ પ્રમાણે માણસને કંઈ કર્યા વિના ચાલે.?'

**દુર્ગારામ**—ભટજી, લોકોમાં અજ્ઞાન ઘણું વધી ગયું છે.ધર્મ...કર્મ એમ સૌ કહ્યા કરે છે પણ કર્મ તે શું તેનું કંઈ લોકને જ્ઞાન નથી ને છોકરાના જેવી રમત કર્યા કરે છે. અને પૈસા સઘળા ધૂળમાં નાંખે છે.'

**નંદરામ ભટ**—(ક્રોધથી ધ્રૂજતા) હું જાણું છું કે તું ધર્મ બોળવા બેઠો છે.

[ક્રોધમાં છલંગ મારીને દુર્ગારામનો કાન પકડી જોરથી આમળે છે, દુર્ગારામથી ચીસ પડાઈ જાય છે.

લોકો ભેગા થઈ જાય છે ને વચ્ચે પડે છે. નંદરામને શાંત કરે છે. બંને પક્ષે લોકો ધાંટાધાટ કરે છે. નંદરામ ભટને સમજાવીને દિનમણીશંકર શાસ્ત્રી લઈ જાય છે.]

**દુર્ગારામ**—ચાલો, ભાઈઓ (કાન પંપાળતા) જેટલો મારો કાન અમળાયો તેટલું લોકોનું અજ્ઞાન અને વહેમ અમળાઈને ખરી પડવાનું. રૂડું કરનારનું તો સૌ રૂડું જ થવાનું.

(લોકો તાળી પાડે છે.)

( ટોળામાંથી મહેતાજીના એક પ્રસંશક નાના-
ભાઈ પૂછે છે. )

**નાનાભાઈ**—મહેતાજી! 'તમારી ચાલ જોઈ, અમને ઘણી ખુશી થઈ છે. અમારા મનમાં તમારી વાત ઊતરે છે, મારા પ્રશ્નનો ઉત્તર કહો.'

( ટોળામાંથી )

પૂછો, પૂછો,

**નાનાભાઈ**—મારાં શિવકોર બેન કાશીની જાત્રા જઈને ત્યાં ધરમદાન કરવા કહે છે. હું ના કહું છું, તો અમારે જવું કે નહિ?

**દુર્ગારામ**—ના રે, ભાઈ ના. શું કરવા ભટકવા જાઓ છો. ત્યાં ગયે કંઈ ફળ નથી. જેવું જળ અહીંઆ છે તેવું ત્યાં છે. દાનધર્મ દીનઅનાથ પાત્ર જોઈ આપશો તો અહીં બેઠાં ઊગશે. ખરી જાત્રા તો તે છે કે પોતાનું મન શુદ્ધ કરવું.

તમારે દાન કરવું છે તો આજે 'જગતમાં મોટું પુણ્ય તો તે એ જ છે કે છોકરાઓને વિદ્યા ભણાવી સુધારવા.'

( મોટી દાદાભાઈ તાળી પાડે છે. તે સાથે
લોકો પણ ભળે છે. )

તમે આપો. દાદાભાઈ શેઠ તમે પણ આપો. ચાલો ફાળો કરીએ. જનોઈવાળાને પણ કહીએ કે આવો જમણમાં ને વાજાંમાં ખર્ચ કરો છો તો નિશાળમાં આપો.

**દાદાભા**—બરાબર છે, ટીપ ચલાવો.

( લોકોનો હર્ષનાદ )

**રવિશંકર**—( ટોળામાંથી ) મહેતાજી, પૂજાપાઠ કરતા નથી ને આવી ખ્રિસ્તી થઈ જવા જેવી વાતો કરે છે. ભાઈઓ, કોઈ એ મહેતાજીનું સાંભળશો નહિ.

**દલપતરામ હજામ**—તમે પાપ કરો છો, મહેતાજી, અમે જાણીએ છીએ કે પાદરી પાસે પૈસા લઈને તમે ધર્મ ચલાવવા માંગો છો.

(લોકોનો શેરબકોર કોઈ તો ક્રોધથી મહેતાજી પર ધસી જાય છે.)

**દુર્ગારામ**—(શાંત રીતે ઓટલા પર બરાબર મધ્યમાં આવી) ભાઈઓ! (ધસી આવનારને) આવો, મારી પાસે બેસો, લગાર ઠંડા થાઓ, તમે લોકોના કહેવાથી ક્રોધે ભરાયા છો. અમારામાંથી કોઈનો એવો વિચાર નથી.

**રવિશંકર**—તેથી તમે પરદેશ જવામાં પાપ માનતા નથી ને જાત્રા જવાની ના કહો છો? તેથી તો સ્વામીનારાયણના મંદિરમાં તમે ગયા એટલે તમારી પાછળ અખોટચોકા થયા.

**દલપતરામ માસ્તર**—ના, ભાઈ તમે ભુલો છો. સ્વામીનારાયણના મંદિરે શું થયું તે ખબર છે?

**લોકો**—(ટોળામાંથી) કહો, સાચી વાત હોય તે કહો.

**દલપતરામ માસ્તર**—સ્વામીનારાયણના દીનાનાથ શાસ્ત્રી, આપણા પૂજ્ય ઋષિઓનાં નામે અનેક જૂઠી સાચી વાતો લખે છે. તે બતાવી, તેમને એવું જૂઠું લખાણ કરી લોકોને ઠગવા નહિ એમ કબુલાવ્યું.

**રવિશંકર**—એ...મ તો અબોટ...

**દલપતરામ માસ્તર**—તે તો તમને ખબર છે કે મહેતાજીનું માન દીનાનાથ શાસ્ત્રી અને તેમના સાધુઓએ બહુ રાખ્યું પણ મંદિર ધોવડાવ્યું તે તો અમને નાતરાવાળા ગણીને...

**રવિશંકર**—તે એમાં શું ખોટું! મહેતાજી મોટો નાતરાં કરાવવા નીકળ્યો છે તે એની વિધવા માશીને જ કેમ પુનર્લગ્ન કરાવતો નથી?

(લોકોની વળી ધાંટાધાટ)

**દુર્ગારામ**—(મીઠાશથી) ભાઈ રવિશંકર, કોઈએ નહિ ને સગો થઈને તેંજ આ સવાલ પૂછ્યો ? તને ખબર છે કે મારાં માશીબાએ મને ઊછેર્યો ને ભણાવ્યો છે. મારી મા તો નાનપણમાં ગુજરી ગયેલાં. એ તો સાઠ વર્ષના ડોશી છે. એ ઉંમરે તે કોઈ પરણવા તૈયાર થાય ?

( લોકો રવિશંકરનો હુરિયો બોલાવે છે. )

**રવિશંકર**—(ચીડાઇને) પણ તમારૂં કોઈ જુવાન સગું રાંડયું હોત તો ?...

**દુર્ગારામ**—તો...( સિદ્ધાન્તમાં શ્રદ્ધાના ઉત્સાહથી )...તો હું વાંધો ન લેત, જરૂર પડતાં હું મદદ કરત.

**રવિશંકર**—પણ મહેતાજી ! એટલું બધું વિધવાવિવાહ માટે કરવાનું કંઇ કારણ ? તમને કોઈ ન્યાતમાં રાંડયા પછી આપતું નથી ને તમારે પરણવું છે તેથી ?

**દલપતરામ માસ્તર**—( તપી જઈને ) રવિશંકર ! તમે જૂઠા આક્ષેપો કરો છો. મહેતાજીને પુનર્લગ્ન કરવાને વાંધો નથી. અને એમને તો માંગાં આવે છે. એમની શાખ તો તમારો કરતાં...

( રવિશંકર ક્રોધમાં બાંયો ચડાવતો આગળ આવે છે. ટોળામાંથી બીજા પણ ધસી આવે છે. ધાંધલ થવા માંડે છે. )

**દુર્ગારામ**—( શાંતિથી ઊભા થઈ ) ભાઈઓ, શાંત થાવ

**દલપતરામ માસ્તર**—(લોકોને અંદર અંદર ધાંટાઘાટ કરતાં જોઈ) ચાલો મહેતાજી, જનોઈમાં જવાનો વખત થઈ ગયો છે તમારા નિયમ પ્રમાણે તમારૂં ભાષણ થઈ ગયું. હવે ચાલો...

( મહેતાજીનો હાથ પકડીને ખેંચે છે. )

**દુર્ગારામ**—હા. ચાલો. પણ પુર્નવિવાહ માટે હું કેમ રોજ નિયમ લઈ બોલું છું તેનું કારણ કહી લેવા દો....

( મહેતાજીને બોલતાં સાંભળી ટોળું જરા શાંત થાય છે. )

...'તે બિચારીઓ રાત્રિ દિવસ આંસુ ઢાળ્યા કરે છે. (કરગરતા હોય તેમ.) જો તે સ્ત્રીઓનો એકાંત વિલાપ સાંભળ્યો હોય તો ભાઈસાહેબ! તમને દયા આવ્યા વિના રહે નહિ...

**ટોળામાંથી એક અવાજ**—જો, મોટો દયાવાન...

**ટોળામાંથી બીજો અવાજ**—વિધવા સ્ત્રીઓની જ દયા ખાય છે ને...

દુર્ગારામ—'તે વખતે એવું લાગે કે એને પુનર્વિવાહ કરાવવામાં મારી સઘળી પૂંજી ખરચી નાંખું....'

**ટોળામાંથી કોઈ**—તો ખરચની....

**ટોળામાંથી બીજું કોઈ**—લે જોઈએ તો...

(લોકો કાદવ નાંખે છે. ને તાળી પાડે છે.)

દુર્ગારામ—'તેની આંખમાંથી પડતાં બોર બોર જેવાં આંસુ મેં જોયાં છે ને એવી સ્ત્રીઓને પૂછી મેં નિશ્ચય કીધો છે...'

(શોરબકોર ને ધાંધલ વધે છે. કાંકરા ને કાદવ પડે છે. દુર્ગારામને એના મિત્રો ખેંચી જાય છે. કાદવ નાંખતા લોકોમાંથી—

મોટો સુધારો કરનારો જોયો ન હોય તો જુઓ...

(લોકોનો શોરબકોર.)

(પડદો પડે છે.)

## પ્રવેશ બીજો

તા. ૪-૨-૧૮૪૩

સં. ૧૮૯૯ની વસંતપંચમી

મહેતાજીના નાની છીપવાડના ઘરની પાછળનું મેદાન અને ટેકરો. રાત્રે દશેક વાગ્યા છે. ઠેકઠેકાણે દીવા મૂકેલા છે.

**પહેલી સ્ત્રી**—ચાલો, બહેનો! આજે આપણે થોડી છેલવેલી મજા કરી લઈએ.

**બીજી સ્ત્રી**—(પરાણે હસીને) કાલે સવાર પહેલાં તો કોઈ જીવતું પણ રહેવાનું નથી. જેટલો રસ લુંટાય એટલો લૂંટી લો....

**ત્રીજી સ્ત્રી**—હું તો એમ માનતી નથી. છતાં પણ...

**પહેલી સ્ત્રી**—એમ બનવાનું જ. કાશીના જોષીએ કહાવ્યું તે કંઈ ખોટું? વિશ્વનાથના મંદિરમાંથી કાગળ નીકળ્યો તે ખોટો પડે જ નહિ.

**બીજી સ્ત્રી**—કાલ સવાર સુધીમાં બધું ખ...લા...સ.

**ચોથી સ્ત્રી**—તો આપણે ચાલો કંઈ કથાવાર્તા કરીએ.

**બીજી સ્ત્રી**—કથાવાર્તા, ધર્મધ્યાન તો બહુ કીધાં પણ કંઇ વળ્યું? કાલે તો બધાંને મરવાનું!

**પહેલી સ્ત્રી**—તે એવું તે તેં શું કીધું?

**ત્રીજી સ્ત્રી**—જુઓ, મારા બાપુજી કહેતા હતા કે એ કાગળની જે કોઈ નકલો કરશે ને બધે વહેંચશે તેટલું તેને પુણ્ય મળવાનું.

**ચોથી સ્ત્રી**—તે તો અમે ઘણી બધી નકલો કીધી.

(બેચાર સ્ત્રીઓ ગાતી ગાતી આવે છે.)

**રૂપાં**—ચાલો, આજે તો છેલ્લો ગરબો ગાઈ લેવો છે. આવો છે?

(કુંડાળું વળી ગરબો ગાય છે. ગરબો પૂરો થતાં નાચકૂદ કરતાં હોય એમ સૌ છૂટાં પડતાં હોય છે એવામાં મહેતાજી આવે છે.)

**દુર્ગારામ**—ઓહો! કેટલું ધતીંગ ચાલ્યું છે. આજ સાંજનો જ્યાં જાઉં છું ત્યાં એનું એ. બહેનો! એમ કોઈ મરી જવાનું નથી.

(સ્ત્રીઓ શરમાઇને ચાલી જવા માંડે છે.)

જુઓને, આ તે કંઇ પ્રલયના ચિન્હ છે? સૃષ્ટિ તો વસંતના વધામણાં લે છે. નવી કૂંપળો ધારણ કરે છે–પહણે તાપી હસતી રમતી ચાલી જાય છે, ત્યારે તે પ્રલય હોય? બહેનો ભગવાનનું નામ લઈ સૂઇ જાવ તે સવાર થાય વહેલી.

(સ્ત્રીઓ ચાલી જાય છે, મહેતાજી જવા માંડે છે ત્યાં એક દારૂડીઓ હાથમાં બાટલી સાથે આવે છે.)

**દારૂડીઓ**—હા...હા...પી...લે...બસ છેલ્લો જામ. પછી દુનિયા જખ મારે છે. બેહસ્ત અહીં જ છે આજે તો બસ પી લો...

---

સ્ત્રીપાત્રો ન જોઈએ તો ગરબો કાઢીને માત્ર થોડા ફેરફાર સહેજે થઈ શકશે.

મહેતાજી—અરે ભાઈ, આમ ગાંડો કાં બને છે ?

દારૂડીઓ—ખબર નથી ? કાલે બધાં મરી જવાનાં છે, તે પહેલાં લે ભાઈ લે. પી લે.

મહેતાજી—એમ તે મરી જવાતું હશે ? ભગવાને સૃષ્ટિ એ માટે સરજી નથી...

દારૂડીઓ—તું ની...સમજવાનો...

(જાય છે.)

(કેટલાક લોકો માળા ફેરવતાં ને ભજન ગાતાં તાપીએ જવા માટે આવે છે.)

મહેતાજી—કેમ ભાઇઓ, અત્યારે કયાં ?

**ટોળામાંથી એક અવાજ**—મહેતાજી, તમને ખબર નથી ? કાલે બધાંનો નાશ થવાનો છે તે પહેલાં જે છેલ્લું ધર્મધ્યાન થાય તે કરી લઈએ.

મહેતાજી—તમારી વાત મને બહુ ગમી, પણ એ કોઈ બ્રાહ્મણે સ્વાર્થ સાધવા ઊઠાવેલી ખોટી વાત છે, પ્રલય થવાનો હોય ત્યારે સૃષ્ટિ હસે નહિ.

**ટોળામાંથી એક અવાજ**—ત્યારે શું થાય ? અહીંયા કોણ હસે છે ?

મહેતાજી—પ્રલય વખતે તો હાથીની સુંઢ જેવી વરસાદની ધારા વરસે, ગાજવીજ ને વાવંટોળ થાય. સૂર્ય તપે તે એવો કે બળી જવાય. જગતમાં કયાં ય જંપ ન હોય, બધે વિગ્રહ ને મારામારી–ખૂનામરકી ને ભૂખમરો...

**ટોળામાંથી કોઈ**—એઈ તારું ડહાપણ રહેવા દે. ને ભગવાનને ભજવા માંડ, નહિ તો કાલ સવાર પહેલાં જમડા લઈ જશે.

**મહેતાજી**—ભાઇઓ. હું સાચું કહું છું. નકામાં આખી રાત નદીએ જઇ હેરાન શા માટે થાવ છો? ધરમધ્યાન કરવું હોય તો ચાલો, આપણે ગીતા વાંચીએ! ઇશ્વરનો વિચાર કરીએ.

**ટોળામાંથી એક અવાજ**—એ નાસ્તિક છે. સમજવાનો નહિ. ચાલો, આપણે શું કરીએ?

( ટોળું ચાલ્યું જાય છે. એક ઘરમાં સત્ય-નારાયણની કથા થતી સંભળાય છે. બીજી બાજુથી રંગરાગનાં અવાજ આવે છે. )

**મહેતાજી**—લોકોને સાચું કહેવામાં કેટલી રાત વીતી ગઇ ને કોઇ સાંભળતું તો નથી. હજી તો દફતર પણ લખવું બાકી છે. (મહેતાજી ગીતાનાશ્લોકો બોલતા ઘરમાં જાય છે અને દફતર લખવા બેસે છે. લખતાં લખતાં, વિચારમાં) દુનિયા કેટલી વહેમ અને અંધકારમાં ડૂબી છે. જે કોઇ કંઇ કહે તે માની બેસે છે. અરેરે! ઇશ્વર એ લોકોને સાચી બુદ્ધિ આપ, કોઇ પેટભરાએ કાશીથી વિશ્વનાથના નામે એક કાગળ લખ્યો કે બધાનો નાશ થવાનો છે. તેની નકલ કરો ને વહેંચો તો પુણ્ય લાગશે ને ધરમદાન કરો. એટલે બસ, લોકો ફાવે તેમ કરવા મંડયા. ઓ ઇશ્વિર! આ અમારા દેશની સ્થિતિ છે. તેનું કલ્યાણ કર.

[ મહેતાજી દફતર લખવા માંડે છે. ]

( પડદો પડે છે.

## પ્રવેશ ત્રીજો

૨૨ મી ડીસેમ્બર ૧૮૪૪

સં. ૧૯૦૧ના માગશર સુદ બારસ ને રવિવાર

સમય • સાંજના ચારેક વાગ્યાનો

સ્થળ • દરિયા મહેલ

[ કોટવાળ ગણપતરામ, બેચાર સિપાઈ, પટાવાળા ને દફતરદાર દીક્ષિત હરનારાયણ સાથે રુવાબભેર આવે છે. ને સભાસ્થાનમાં બધું તપાસે છે.

દીક્ષિત હરનારાયણ—એઈ! જા, સાહેબ માટે ક્યાંકથી ખુરશી લાવ.

કોટવાળ ગણપતરામ—એ...ને જો, પેલી જાહેરખબરો કઈ ચોંટાડી છે? આપણે ત્યાં નોંધાઈ છે તે સિવાયની હોય તો ઉખેડી લાવ.

( સિપાઈ ખુરશી લાવે છે. કોટવાળ ગણપતરામ રુવાબભેર બેસે છે. )

આ મહેતાજી પણ ખરો પાકયો! ભુવાઓની ખેરાત બગાડી નાંખી. સરકારમાં મને કરવા રપોટ કર્યો તો મનાઈ કરવાને બદલે તપાસ સોંપી.

**હરનારાયણ**—તે સાહેબ, વજા ભુવાને સરકારે બોલાવ્યો હતો ને....

**કોટવાળ**—હા...સા...કહે છે કે સૌથી કાબેલમાં કાબેલ ભુવો વજેરામ છે. એ આવ્યો તો દમામભેર, ધૂણતો ધૂણતો, લીંબુ કાઢયાં, સાંકળો ઠોકી ને આખી રાત ડાકળું વગાડી વગાડી ને હેરાન કરી મૂકયો....

**હરનારાયણ**—ને પછી કહે છે કે સાહેબ, આજે રૂપલો મામો ને ઝાંપડી માશી નામના મારા ભુતો આવવા ના કહે છે. તે હું કાલે બોલાવીશ.

**કોટવાળ**—ચાલો...કંઈ થવાનું નથી...એ...સા...ભુવા લુચ્ચા છે. એ...અહીં રહેજો ને કંઈ થાય તો મને ખબર આપો.

[ રૂવાબભેર ચાલ્યા જાય છે. સિપાઈઓ આમતેમ છુટાછવાયા લોકોમાં ભળે છે.

હરિભાઈ દફતરદાર, મુનસફ, મામલતદાર વગેરે આવે છે. ]

**હરિભાઇ**—સાહેબ, આજે છેલ્લી સભા છે. આ સવા મહિનાથી દર રવિવારે જાહેરસભા મેળવીને મહેતાજી ભુવાઓને પડકાર કરે છે. પણ કોઈ એમને કંઈ કરી શકતું નથી.

**મુનસફ**—મહેતાજી તો સરકારી સ્ટાંપના કાગળ પર લખત પણ કરી આપવા તૈયાર થયા કે કોઈપણ જાદુગર જાદુ, મંત્ર, તંત્ર, અજમાવે ને કંઈ પણ માનવસભાવાળાને થાય તેનો જુમ્મો મહેતાજીને શીરે.

**હરિભાઈ**—પણ સાહેબ, કોઈ તૈયાર થયું નહિ.

**મામલતદાર**—અરે, વજાએ તો સરકારમાં જૂઠી અરજી પણ કરી કે સાહેબ, મહેતાજી ચપ્પુથી જીભ કાપવાનું ને તપાવેલી સાંકળ નાંખવાનું કહે છે. તેની બાંહેધરી સરકાર આપે ને એવું કરવાનું મના કરતો હુકમ કાઢે.

એક ગૃહસ્થ—તેનો સરકારે શો જવાબ આપ્યો.

આમલતદાર—કલેક્ટર સાહેબે અને જડજસાહેબે મળી વિચાર કીધો ને મહેતાજીને બોલાવ્યા તો વજાનું જૂઠું પકડાયું ને મનાઈ કરવા જેવો તો મહેતાજી કહે કે કાયદો જ નથી.

હરિભાઈ—એટલે વજાભાઈને જવાબ, મહેતાજીએ જ કાગળ લખીને પરખાવી દીધો.

મુનસફ—હા, એમણે આ મંત્રતંત્ર, જાદુના, મૂઠના વહેમ માટે જાનના જોખમે ઝુંબેશ ઉઠાવી આપણા દેશ પર કેટલો ઉપકાર કર્યો!

હરિભાઈ—આપણે મહેતાજીને અને માનવસભાવાળાને એ માટે માન આપવું જોઈએ.

આમલતદાર—બરાબર છે. તમે એ માટે ગોઠવણ કરજો. સાહેબ બહાદુરને પણ આપણે તેડીશું.

(ઠેકઠેકાણે જુદી જુદી જાહેરખબરો ચોંટાડેલી છે તે વાંચતાં, ચર્ચા કરતાં લોકોના ટોળાં એક પછી એક આવે છે. ટોળામાંથી કોઇ જાહેર ખબર વાંચે છે.)

જાહેર ખબર

માનવધર્મ સભામાં બેસનારાઓમાંથી કેટલાક જણના મનમાં એવું છે કે મંત્રના જોરથી પ્રયોગ, મૂઠ ચોટ ઇત્યાદિ પ્રકારનું જે જાદું થાય છે તે ખોટું છે. ઠગ લોકોએ ભોળી બાઇઓ તથા મૂર્ખ માણસોને ખોટી વાતો કરીને વહેમ ઘાલેલો છે.

જો કોઈ જાદુગર, મંત્રશાસ્ત્રી સભામાં આવીને નિશ્ચય થાય એવી રીતે જાદુની વાતોમાંથી કાંઈ પણ ખરૂં કરી આપશે તો તેને રૂપિયા ૨૦) રોકડા ઇનામ આપવામાં આવશે.

**એક માણસ**—ઓહો, તે અલ્યા, કોઇ એવું નીકળતું જ નથી? આપણા ભગવતકાકા તો કહેતા હતા કે જાદું તો જબરૂં છે તે...

**બીજો માણસ**—તે બધું ખોટું, ભાઇસાહેબ. આ મહેતાજી ને સભાવાળા પાસે તો કોઇનું કંઈ ચાલતું નથી.

**પહેલો માણસ**—એ તો કહેતા હતા કે જાદુવાળા તો મંતરજંતરથી માણસને જ્યાં ઊભો હોય ત્યાંનો ત્યાં જડી દે. આધે ઊભા ઊભા લોહીની ઊલટી કરાવે.

**ત્રીજો માણસ**—અરે, હા, ભાઈ! એ તો એવી મૂઠ મારે કે માણસ સડીસડીને છ મહિના, છ દિવસ, છ કલાકમાં ત્રાહ્ય ત્રાહ્ય કરીને મરી જાય.

**બીજો માણસ**—એ બધુ ખોટું, ભાઇસાહેબ! આ મહેતાજી તો આજે દોઢ મહિનાથી સભા ભરે છે, જાહેરનામા કાઢે છે. બબ્બે ચાર ચાર હજાર લોકોની વચ્ચે ઊભા રહીને કહે છે...

**પહેલો માણસ**—જોયો તારો મહેતાજી!

**બીજો માણસ**—એ બધા લુચ્ચા છે. મહેતાજીને તું ઓળખે છે?

**પહેલો માણસ**—હા. પહેલાં આવી રીતે વિધવાવિવાહ માટે મહોલ્લે મહોલ્લે રોજ ભાષણ કરતો હતો તે જ ને.

**ત્રીજો માણસ**—પછી?

**પહેલો માણસ**—પછી એ વિધુર થયો. હવે વિધવાને જ એણે પરણવું જોઈએ ને?

**ચોથો માણસ**—તે કેમ થાય?

ત્રીજો માણસ—એમ તો કોઈ વિધવા તૈયાર થાય નહિ.

પહેલો માણસ—એ બધું યે હતું પણ મહેતાજી એવો પાકો કે પેલા ગોર જીવણરામ મંછારામની દશબાર વર્ષની છોકરી અભેગોરી સાથે પરણ્યા.

( માર્મિક રીતે હસે છે. )

ત્રીજો માણસ—તે પુનર્વિવાહનો બોધ કરવો એણે છોડી દીધો!

ચોથો માણસ—એમ ? તે આમાં એનો શો સવારથ છે ?

પહેલો માણસ—તે જોજે ને, આજે મહેતાજીને ખબર પડશે. કેવા ભુવા સાથે...

ચોથો માણસ—હા, છે તો જીવ સટોસટના સાટા, રાજ્જા !

( બીજું ટોળું પ્રવેશ કરે છે. તેમાંથી )

એક માણસ—આજે મહેતાજીનું હવે આવી બન્યું,

બીજો માણસ—એ બધું જૂઠું છે. મહેતાજીને કંઈ થવાનું નથી.

એક માણસ—તને ખબર છે ? વજાએ ફરતાં ચૌદ ગામોમાં, પચાસ પચાસ કોશ સુધી માણસો મોકલ્યા છે.

બીજો માણસ—તે વળી શા માટે ?

એક માણસ—કોઈ પણ ઇલ્મી, જાદુગર, મંત્રશાસ્ત્રી હોય તે આવે ને તેનું જાદુ મહેતાજીને સાબીત કરી આપે.

ત્રીજો માણસ—તે બધાં જ આજે આવવાના ને, અને કહે છે કે અમદાવાદ, મુંબઈ અને કયાં કયાંથી બસો માણસ આવ્યું છે.

બીજો માણસ—ભાઇ, એ બધી વાતો ખોટી છે. કોઈ આવ્યું નથી. આવવાનું નથી અને વજો તો કહે છે કે પૂરું ખાતોપીતો કે ઊંઘતો પણ નથી. એને તો જાદુ ખોટું થયું તેની લાહ્ય લાગી છે.

( બેત્રણ માણસો આવી સભાની તૈયારી કરે છે અને વચ્ચે બાજોઠ પર લીંબુ, પાણી,

સિંદૂર, અડદ, લોટ વગેરે અને વીસ રૂપિયા રોકડા મૂકે છે.)

**પહેલો માણસ**—તે હવે આપણે જોઈશું. આજે તો કંઇ નવાજૂની થવાની જ. મહેતાજી અને માનવધર્મ સભાવાળા આજની સભામાં લોહીની ઉલટી નહિ કરે તો મારૂં નામ નહિ.

**ત્રીજો માણસ**—વજાએ તો વીર વૈતાળની સાધના માંડી છે. કાલ રાતનો ગાડું ભરીને દૂધના તાંબડાં, સિંદૂરના પડા ને લીંબુના ટોપલાં લઈને નીકળ્યો છે.

**પહેલો માણસ**—ખરી વાત. લોકોએ નજરે જોયું. શું વજો ભાભો ધૂણે તો ધૂણે. એને તો સાક્ષાત ઝાંપડીમા આવેલા.

**ત્રીજો માણસ**—(બીતો બીતો) તે શું કહી ગયા?

**પહેલો માણસ**—એ તો દૂધની ધારા કરતો કરતો આખા શહેરમાં ને દરવાજે દરવાજે ફર્યો. ચકલે ચકલે લીંબુ મૂકયાં. સિંદૂર ઉડાડયો ને જે પોતાનાં ઘેરથી લીંબુ ઉછાળ્યાં તે ઠેઠ મહેતાને ત્યાં.

**ત્રીજો માણસ**—તે આજે આડ બાંધી છે, એમ ને.

**પહેલો માણસ**—ને એ લોકો કંઇ મંત્ર બોલે છે, કંઈ મંત્રો.

(આ દરમિયાન ભયાનક રીતે ડાખલું વાગતું રહે છે.

મહેતાજીને માનવધર્મસભાવાળા આવે છે.)

**ટોળામાંથી**—બસ, માનવધર્મસભાવાળાનું ને મહેતાજીનું આજે આવી બનવાનુ.

**ટોળામાંથી બીજો અવાજ**—તે આજે મહેતાજીથી સભામાં આવી શકાવાનું જ નથી ને.

(મહેતાજી ને માનવધર્મ સભાવાળા આવે છે.
ટોળામાંથી 'મહેતાજી, મહેતાજી, રસ્તો કરો'

એવી બૂમો સંભળાય છે. કોલાહલ થાય છે.
મહેતાજી સભાસ્થાન પર પહોંચે છે.)

**ટોળામાંથી અવાજ**—એઈ જોતો નથી આ મહેતાજી આવ્યા તે. જો પે...લા ઊભા. આ ભાષણ કરે તે બધા માનવધર્મ સભાવાળા.

[ડાખલું જોરથી વાગે છે. પોકારો ઊઠે છે. દૂધની ધારા કરતો એક માણસ આવે છે. તેની પછાડી કપાળે સિંદૂર લગાડેલા, છૂટા વાળવાળા ધૂણતા–ચીપીઆ ઉછાળતા, વિચિત્ર પોશાકવાળા કેટલાક ભુવા આવે છે. ભુવો વજો એ બધાની વચ્ચે માનભેર ચાલતો દેખાય છે.

વજેરામ ભુવા આવીને મહેતાજીની સામે ઊભો રહે છે. એને માટે ખાસ રાખેલી જગ્યાએ મહેતાજી એને માનપૂર્વક બેસાડે છે.]

**દાદોબા**—(પ્રમુખ સ્થાન લેતા) ભાઈઓ! મહેતાજીની મહેનત અને હિંમતથી આપણે જાણી શકયા કે જાદુથી નથી આ લોકમાં લાભ મેળવી શકાતો કે નથી પરલોકનું શ્રેય સધાતું. મારણ, મૂઠ, ચોટ, વશીકરણ, મોહન એ બધાં ફાંફાં છે. લોકોને ધૂતવાના ખેલ....

**એક ભુવો**—(તેની જગ્યાએ એકદમ ઊભો થઈને) દેખો! અબહમ સબ સભાવાળેકું મોહ પમાડું ગા.

(ફૂંકો મારે છે. ધૂણે છે. ને મોટેથી બોલવા માંડે છે. સભા બીકથી શાંત રહે છે.)

ओं नमो आदेश गुरुकुं, हथेलीमे हनुमान सै, भेरव बसे कपाळ; नारायण मस्तक बसे; राजा मोहुं; प्रजा मोहुं; बोलती सभाकुं मोहुं; महेताजीकुं मोहुं; (जोरथी घूणे छे.) महेताजीकुं मोहुं; महेताजीकु लाव, सुते लाव, वेठे लाव; લાવ...લાવ...લાવ...

(ધૂણે છે.)

**બીજો ભુવો**—(એવી જ રીતે) હં હં હં હં હં....

**ત્રીજો ભુવો**—(તેને અનુસરતો) સ્વાહા, સ્વાહા.

(બધા ભુવા વગેરે સાથે બોલવા માંડે છે. ધાંધલની શરૂઆત થાય છે. પોલિસ બંદોબસ્ત જાળવવા પ્રયત્ન કરે છે)

(મહેતાજી સભાસ્થાનમાં વચ્ચે આવી)

**મહેતાજી**—ભાઈઓ! આજે દોઢ મહિનાથી જાદુની ખાતરી કરી લેવા માનવધર્મ સભાવાળા મહેનત લે છે. ભુવા વજેરામ ગોકળદાસના કહ્યાથી આજને રોજ પણ એ જારી રાખ્યું છે. આજે આ છેલ્લી સભા છે. અમે કહીએ છીએ કે જાદુ ખોટું છે.

**ટોળામાંથી**—કોણ કહે છે કે ખોટું છે?

**મહેતાજી**—ખરું હોય તો પૂરવાર કરી આપો. આ સિંદૂર, અડદ, અડદનો લોટ, લીંબુ, પાણી તમારે માટે અહીં હાજર છે.

કોઈપણ જાદુગર, મંત્રશાસ્ત્રી ત્યાં એની જગ્યાએથી 'જાદુ કરવો હોય તો મંત્રના જોરથી દૂર બેસીને અમારા પર કરે.

જે જોઇએ તે જાદુ કરો ને ઇનામના રૂા. ૨૦) રોકડા રાખ્યા છે તે લઇ લો.'

**ટોળામાંથી**—જાદુ ખોટું હોય જ નહિ. એ મહાદેવનું બનાવેલું છે.

**મહેતાજી**—ભાઇઓ, એ ખોટું છે અને માણસો એનાથી કેવા હેરાન થાય છે તેના દાખલા મેં લેખિત મેળવ્યા છે, તે મજકુર ગૃહસ્થો તમને જાતે આવીને કહે તો.

**ટોળામાંથી કેટલાક અવાજો**—
તો એટલી વધારે ખાતરી.
તો લોકો માને.
તો ભુવાઓ ભોંય ભેગા થાય.
બોલાવો, બોલાવો તે લોકોને.
સાંભળો, સાંભળો

**દાદાબા**—તમને એવા ગૃહસ્થો આવીને કહે તો માનશો ને. ભોળા લોકોને, મૂર્ખોને ઠગવાની એ બાજી છે. આ વિઠ્ઠલદાસ સુલતાનીએ એ પાછળ પચ્ચીસ હજારનું પાણી કર્યું. લો. એમની વાત એ પોતે કહે છે.

(વિઠ્ઠલદાસ સુલતાની આગળ આવે છે.)

**વિઠ્ઠલદાસ સુલતાની**—ભાઈઓ ! હું ખાતરીથી-જાત અનુભવથી કહું છું કે જાદુ ખોટું છે. હું પહેલાં સાચું માનતો હતો, હું જાતે ઇલમ સાધવા તૈયાર થયો હતો. મારે સાધના કરવી હતી, હજરત ભરવી હતી. વશીકરણ-મારણ વગેરે સાધવું હતું. તે પાછળ મેં મારી જાત બગાડી, સગાંઓ સાથે વેરાણું કીધાં ને રૂપિયા પચ્ચીસ હજારનું પાણી કીધું !

તમારે કંઈ કહેવું છે? એ પચ્ચીસ હજાર કેવી રીતે ખર્ચાયા તેનું લખત મારી પાસે મોજુદ છે. એથી વધારે જાદુના જૂઠાપણાની ખાતરી શી? એ બધાં વહેમીને લૂંટવાનાં સાધન છે.

(બેસી જાય છે.)

**દાદાબા**—હવે તમને આસુરી કલ્પનો પ્રયોગ આ હરગોવિંદ શેઠ કહી સંભળાવે છે તે ધ્યાન રાખીને સાંભળો.

**હરગોવિંદ શેઠ**—ભાઈઓ! જાદુ સાચું છે...(લોકો તરફ જોઇ, સ્મિત કરી) પહેલાં હું એવું માનતો હતો, માનતો જ ન હતો, પ્રયોગો કરતો હતો. તમારે કરવા હોય તો બતાવી દઉં. આસુરી કલ્પ કરો તો ધારો તેને મારી શકો. વીશાયંત્ર, મારુતિ સાધના કરો ને બસ બધી ફત્તેહ ! પછી શું જોઈએ ?

દશ વર્ષ પહેલાં મેં આસુરી કલ્પ કરવા, ત્રણ ત્રણ મહિના સુધી જપ અને અનેક આકરા નિયમો પાળ્યા પણ પરિણામે મોટું મીંડું. તે પછી એક વર્ષ સુધી ઘીદૂધ ખાધાં નહિ.

પાંચ લાખ મંત્રના જપ કીધા, અને ઘણી મહેનત લીધી પણ એનું કંઈ ફળ થયું નહિ. હજી પણ જાદુના ખોટાપણા વિષે નિશ્ચય ન થયો હોય તેમ ત્રીજી સાધના કરવા માંડી હતી–હજી આઠ જ મહિના પર.

આમ ઘણી રીતે હેરાન થઈ, પૈસા ગુમાવી, અનેક ભુવાને જાતે મળી ખાતરી કરી લીધી છે કે એ બધા ભોળા લોકોને ભમાવવાના ને પૈસા કઢાવવાના કારસ્તાન છે.

(બેસી જાય છે.)

**દાદાબા**—ભાઈઓ, આ તમે હરગોવિંદ શેઠની હકીકત સાંભળી. આ કીરપાશંકર ભાઈએ તો વળી મસાણમાં જઇને પણ આવા પ્રયોગો કરી, નિશ્ચય આવ્યા છે.

**ટોળામાંથી બે અવાજો**—ખોટું. હોય તો કીરપાશંકર જાતે આવીને કહે.<br>કીરપાશંકરને બોલાવો.

**દાદાબા**—કીરપાશંકરજી ! તમે તમારો અનુભવ બહાર આવીને કહો, આવા તો લેખિત પુરાવા અમારી પાસે બીજા મોજુદ છે.

**કીરપાશંકર**—ભાઇઓ ! મેં તો અનેક અઘોરી પ્રયોગ કર્યા. જુઓઃ આસુરી કલ્પ, મેલી ઉપાસના, રગતિયો પ્રયોગ, વશીકરણ, પીરાની વગેરે.

મેં કાળા બકરાના લોહીનો ઘડો લાવીને મારા ઘરમાં મૂકયો હતો. કાગળનાં અને અડદનાં ૧૦૮ પૂતળાં કરીને તે દરેકના ૧૦૮ ટૂકડા કરી, તેનો એક એક ટૂકડો વળી એક એક રાઇના પૂતળા સાથે તાપીએ જઈને હોમ્યો હતો. ચૈત્રમાસના રવિવારની રાત્રે મસાણમાં ગયો હતો ને રસ્તે આવ્યા તેટલા બધા ચકલા નોતર્યા હતા, વળી માણસની ખોપરી પણ હું લઇ આવ્યો હતો ને છાપરા પર તેમાં દીવો કર્યો હતો. (તોફાન, ધાધલ અને ધોંધાટ થાય છે.) એથી મને કહેલું કે ભુતો મારે વશ થશે;

ને મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટણ આકર્ષણ ઇત્યાદિ જે ધારૂં તે થઈ શકશે. આ બધા પાછળ કંઇ કેટલા જપ કર્યાં, આકરા નિયમો પાળ્યા ને કેટલું દુઃખ સહીને શ્રમ કર્યો તો પણ મને કંઇ ફળ થયું નહિ. એ સર્વ જૂઠું છે. અરેરે, મેં બ્રાહ્મણ થઇને આવું કર્મ કર્યું ! એટલો પ્રયત્ન બીજો કંઈ કર્યો હોત તો આ લોક ને પરલોકનું કેટલું બધું શ્રેય થાત !

(શબ્દે શબ્દે ઘોંઘાટ વધતો રહે છે.)

**મહેતાજી**—ભાઈઓ ! વજેરામભાઈ નો ઉપકાર માનો કે એમણે આટલી જીકર લીધી તો આપણે આજની સભા પણ છેલ્લી છેલ્લી મેળવી. જાદુના વહેમ વિષે ખાતરી કરી શકયા કે તે લુચ્ચાઈ, ઠગાઈ...

(કોલાહલ-ગડબડાટમાં કંઈ સંભળાતું નથી. બત્તીઓ ફૂટે છે, મહેતાજીને મારવા કેટલાક લોકો ધસે છે, એક પઠ્ઠો પારસી મહેતાજીને બચાવે છે. પાછળથી મહેતાજીને કોઈ ખેંચી જાય છે ને એક ઘરમાં આશરો આપે છે. વિખરાતા ટોળાનો શોરબકોર સંભળાયા કરે છે.

મહેતાજીનો જય<br>
જા દુ નો જ ય

મહેતાજી જતા સભાસ્થાન ખાલી થાય છે.)

**વજો ભુવો**—(લમણે હાથ મૂકી) મેં જ મહેતાજીને કહ્યું હતું કે જો મારી તજવીજમાં જાદુ ખોટું પડશે તો હું વધારે મહેનત કરી જાદુને જૂઠું પાડીશ ને તેમના સિંદૂરના ચાંલ્લા ભુસાવીશ. હવે...

(નિરાશાથી બિહામણું હસે છે.)

પડદો પડે છે.

[ સુખસાધનોથી, સભર સજેલું સુકુમારનું દીવાનખાનું. જમણી બાજુ બહારથી આવવાનું બારણું. રસ્તા પર મોટી બારી પડે છે અને ડાબી બાજુ અંદર જવાનાં બે બારણાં. એક ખૂણામાં પ્રાચીન સંગ્રહનું કબાટ છે. બીજી બાજુ પુસ્તકોનાં અને બીજાં કબાટો, ટીપાઈ, તિજોરી વગેરે છે. વચ્ચે ગોળ મોટું ટેબલ, આગળપાછળ ગાદીભરેલી ખુરશીઓ અને આરામ-આસનો, ગાલીચા બિછાવી ગોઠવેલા દેખાય છે. તે જોતાં વસનારની ઊંચી રસવૃત્તિનું ભાન સહેજે થાય છે.

ઝાંખો દીવો બળે છે. બારી પાસે કંઈ ભાંગ્યાનો અવાજ સંભળાય છે. અસ્તવ્યસ્ત લૂગડાંવાળો એક જુવાન બારીએથી કૂદીને દાખલ થાય છે. એને માથે પાટો બાંધ્યો છે. એ હૉલની વચ્ચે આવી, ગભરાટથી ચારે બાજુ જુએ છે, ને ટૉર્ચ સળગાવે છે.]

**જેઠીઓ**—આ ઠેકાણું તો સારું લાગે છે! હં.

(ટેબલ પરથી રૂપાની ફુલદાની લે છે, પોતાની થેલીમાં મૂકે છે અને ડાબી બાજુથી અંદર જાય છે.)

**સુકુમાર**—(અવાજ કર્યા વિના, જમણી બાજુના બારણામાંથી બહારથી આવે છે. કોટ, ટોપી કાઢે છે. બાજુના બારણા તરફ જોતો) સુરુચિ ઊંઘી ગઈ લાગે છે.

(ડબ્બી કાઢી સિગારેટ સળગાવવા માંડે છે તેવામાં કંઈ વાસણ પડયું હોય એવો અવાજ સાંભળી ચમકે છે ને તપાસ કરવા ડાબી બાજુ તરફથી ધીમે ધીમે બહાર જતા)

આ અવાજ નીચેથી આવ્યો હોય એમ લાગે છે. કોણ?

(જાય છે.)

**જેઠીઓ**—(બ્હીતોલે આવે છે.) અરે, રામ! આવું તે શે કરવાનું? કોઈને જગાડયા હોય એમ તો લાગતું નથી.

(ઓરડામાં આમતેમ ચારે તરફ જુએ છે. કોઈ જાગ્યું નથી તેની ખાતરી કરવા જરા ઊભો રહે છે. પછી, કેટલીક વસ્તુઓ ઉપાડી લઈને પોતાની થેલીમાં મૂકે છે. તિજોરી ઉઘાડવા પ્રયત્ન કરે છે. થોડો વખત વીતે છે. કોઈ આવતું હોય એમ લાગતાં ઓછાયામાં ઊભો રહે છે ત્યાં પછાડીથી સુરુચિ આવે છે.)

**સુરુચિ**—(આમતેમ જોતી આગળ વધે છે તેવામાં જેઠીઆથી અવાજ થઈ જાય છે તે સાંભળી ચમકે છે.) ઓ!

**જેઠીઓ**—(સામો આવી હથિયાર ઉગામી) જરા પણ અવાજ કરશો તો...(સુરુચિ ગભરાઈ ને ઊભી રહે છે. ક્ષણેક રહી) મારે તમને ઇજા કરવી નથી.

સુરુચિ—(સ્વસ્થ થવા પ્રયત્ન કરતી) ના, હું એમ માનતી નથી. તારે નાસી છૂટવું છે, એમ જ ને.

જેઠીઓ—હા.

સુરુચિ—એટલું જ ને ! જા, ત્યારે ચાલ્યો જા.

જેઠીઓ—અને હું બારણા બહાર પણ ન પહોંચું ત્યાં તમે ચોકીદારને બોલાવવા બૂમાબૂમ કરો, એમ ને ?

સુરુચિ—ના રે. મારે ચોકીદારને શા માટે બૂમ પાડવી ? તને પકડાવવા માટે-પણ જેલ મોકલ્યે કોઈ કાંઈ સુધરી જાય છે ?

જેઠીઓ—હં...

(થોડી ક્ષણો વીતો છે.)

સુરુચિ—તે ચોરી શા માટે કરે છે ?

જેઠીઓ—મારે આમ કરવું પડે છે!

સુરુચિ—પણ આ જરા મુશ્કેલીભર્યું કામ છે, નહિ ?

જેઠીઓ—આ કાંઈ રમત તો નથી જ.

સુરુચિ—આ રીતે કેટલો બધો હેરાન થતો હોઈશ. (જરા થોભીને) કમાવાનું બીજું એકે પ્રામાણિક સાધન ન મળ્યું ?

જેઠીઓ—કદાચ હશે, પણ મને ખબર નથી. હું તો એ શોધી શોધીને ક્યારનો યે થાકી ગયો.

સુરુચિ—જો, મને મદદ કરવા દો તો કાંઈ મેળવી આપું.

જેઠીઓ—હું અહીં તમારી મદદ માગવા આવ્યો નથી.

સુરુચિ—ના...ના...પણ હું કંઈ ઉપયોગી ન થઈ શકું ? (જરા શ્વાસ લઈ) આવું લાંબા વખતથી તો નહિ જ કરતો હોય.

જેઠીઓ—ના રે.

સુરુચિ—ત્યારે કેટલો વખત થયો હશે ?

જેઠીઓ—(ગદ્‌ગદિત થઈને) આ...જે પહેલી જ વખત.

સુરુચિ—શું તું ખરૂં કહે છે?

જેઠીઓ—હા, સાચું જ.

સુરુચિ—ત્યારે, તેં ચોરી શા માટે કરવા માંડી?

જેઠીઓ—અરે, એ તો બહુ લાંબી વાત છે.

સુરુચિ—કંઈ નહિ ભાઈ, તો પણ કહે તો ખરો.

જેઠીઓ—અત્યારે વાર્તા કહેવાનો વખત નથી.

સુરુચિ—તને થાય છે કે એમ કરીને હું તને પકડાવી દઈશ પણ મને કંઈ તારી સાથે વેર છે? તેં જે લીધું છે તેની ચિંતા હું કરતી નથી. અને હવે તો એ બધું તું નહિ લઈ જાય. પણ કોઈ ખરાબ રસ્તે જાય તે જોઈને મને દુઃખ થાય છે. બની શકે તો તેને કંઈ મદદ કરી શકું એમ થયાં જ કરે છે. ખાતરી રાખજે કે હું દગો તો નહિ જ કરૂં. વચન આપું છું.

જેઠીઓ—આ ધંધામાં 'વચન'ને બહુ અવકાશ નથી.

સુરુચિ—પણ ભાઈ, જરા વિશ્વાસ રાખ અને એ હથિયાર મૂકી દઈ, બધી વાત કહે.

જેઠીઓ—(કરડાકીથી) એથી કશો ફાયદો નહિ થાય.

સુરુચિ—તો એથી નુકસાન પણ નહિ થાય. એ હથિયાર નીચે મૂકી દે અને તને શું શું વીત્યું તે મને કહે.

જેઠીઓ—મારે જવું હોય ત્યારે ચાલ્યા જવા દેશો? કાંઈ લુચ્ચાઈ તો નથી કરતા ને?

સુરુચિ—ભાઇ, વિશ્વાસ રાખ.

જેઠીઓ—ઠીક. ત્યારે તમારો વિશ્વાસ ખોટો નહિ પડે ને. (હથિયાર ખિસ્સામાં મૂકે છે.) બેસો, બહેન. તમને ટાઢ વાતી હશે.

આવું ગમતું તો નહિ હોય પણ ચોરી કરનાર માટે પણ આ જરા વિચિત્ર...(સામે જમીન પર બેસે છે.) પેલા ઓરડામાં મારાથી જે અવાજ થયો તે તમે સાંભળ્યો ?

સુરુચિ—હા. એ શું હતું ?

જેઠીઓ—કંઈક વાસણ.

સુરુચિ—ઓ, મારૂં ઈંગ્લિશ વાઝ! પણ કંઈ નહિ...એ નકલી હતું. ત્યાં રસોડામાં તું શું કરતો હતો ?

જેઠીઓ—કંઈ ખાવાનું મળે તો જોતો હતો.

સુરુચિ—હેં...!

જેઠીઓ—કંઈ મળ્યું હોત તો આ ભૂખ્યો ત્રણ દિવસ પછી કંઈક પામત.

સુરુચિ—એમ ? ત્રણ દિવસથી ભૂખ્યો છે ?

જેઠીઓ—હં.

સુરુચિ—કેમ ?

જેઠીઓ—કંઈજ કામ નથી મળતું (થંભે છે.) હું ધારું છું કે તમે મને પેલી જૂની કહેવત કહેશો...હાડકાં ચાલે તેને તો ઢગલાબંધ કામ મળે છે.

સુરુચિ—ના રે, હું એમ કહેવાની નથી...મેં એ જોયું છે ને હું જાણું છું, નહિ તો આમ તારી સાથે વાત કરવાને બદલે... તને જોતાં જ ગભરાટથી બેભાન થઈ ગઈ હોત...તું પીએ છે ?

જેઠીઓ—હા, પણ મને હજી વ્યસન પડયું નથી. કોઈ પણ માણસ દારૂ પીતો થઈ જાય...મારા જેવી જેને વીતે તે તો......

સુરુચિ—પરણેલો છે ?

જેઠીઓ—હા......પરણ્યો હતો.. પ...ણ મારી વહુ મરી ગઈ,

સુરુચિ—કંઇ છોકરાં છે ?

જેઠીઓ—બે હતાં...બંને મરી ગયાં.

સુરુચિ—અરે રે.

જેઠીઓ—આ કંઈ રસભરી વાર્તા નથી. બહેન! આ તો ગરીબ માણસનાં દુઃખની કહાણી......

સુરુચિ—તે કહે

જેઠીઓ—ભલે લો, સાંભળો ત્યારે. (જરા રહીને) પણ એથી તમારી આખી રાત બગડશે. એક જ વરસ પહેલાં જેને પ્રમાણિક કહે છે એવો હું કારીગર હતો. મારાં બૈરીછોકરાં સાથે સુખેથી ઓરડી રાખીને રહેતો હતો. હું પીતો પણ ન હતો. મારે સખત કામ કરવું પડતું હતું પણ ગાડું ગબડયે જતું હતું. હું અહીં લોખંડના કારખાનામાં નોકરી કરતો હતો.

સુરુચિ—(ઝબકીને) ધી એમ્પાયર સ્ટીલ કંપની ?

જેઠીઓ—હા, કેમ ?

સુરુચિ—કંઈ નહિ...એ તો હુ એ કંપનીના કેટલાક માણસોને ઓળખું છું.

જેઠીઓ—ત્યાં કામ કરવું એ બચ્ચાંનાં ખેલ નથી. અરે, ત્યાં તો એટલા બધા અકસ્માતો થાય છે...દુનિયાને ખ્યાલ હોય તેના કરતાં ય વધારે અકસ્માતો! હું એક માણસને ઓળખું છું. સાંચામાં તેની આંગળી કપાઈ જતાં કેટલું દુઃખ થયું હતું... નરકની વેદના જ જાણે. એની સારવાર...એ બદલ એને અપાવો જોઇતો બદલો...અરે, કંઇ નહિ. એ બધુ ગમેતેમ પતાવવામાં આવ્યું, હું કહું તો તમે માનો પણ નહિ. એવું તો ત્યાં કેટલું ય બને છે.

સુરુચિ—તે બધું કહે ત્યારે.

**જેઠીઓ**—તમારે એ બધું જાણવું છે ? (ઉશ્કેરાઇને) એક માણસને સાંચામાં આવી જતાં મેં જોયો છે. સાંચો ચાલતો બંધ કર્યો પણ તેને સંચાની બહાર કાઢી શકાયો નહિ. મશીનરીના બધા ભાગો છૂટા કરવા પડે એમ હતું. અને એમ કરતા તો ઘણા દિવસ નીકળી જાય, તે કેમ પરવડે ? કામની ધમાલ હતી અને તે બિચારો તો માત્ર એક ગરીબ મજૂર હતો. એની દરકાર કોને ? એને કોણ ઓળખે ? એકદમ સાંચો ચાલ્યો ને એના પગ કપાઈને છૂટા પડયા.

**સુરુચિ**—અરે, કેટલું ભયંકર !

**જેઠીઓ**—નજરે જોયા વિના માની ન શકાય. મેં મારી સગી આંખે આ જોયું હતું છતાં તે વખતે તે તરફ મેં ધ્યાન આપ્યું ન હતું. અરે, હું કેવો બેવકુફ ! ને પછી મારો વારો આવ્યો.

**સુરુચિ**—તને શું થયું ?

**જેઠીઓ**—એક ભઠ્ઠી ફાટી અને આ લાંબો પાટો દેખાય છે ત્યાં એક કટકો ઊડીને ચોંટયો. અરે, આ પાટો ન હોય તો...જોતાં ચીતરી ચઢે. ઓ...કેટલું બધું દુ:ખ થતુ હતું...સાહી નહોતું શકાતું ! હું કયાં હતો એનું પણ બે દિવસ સુધી તો મને ભાન પણ ન હતું. ભાનમાં આવતાં, જોયું તો હું ઇસ્પિતાલમાં પડયો હતો અને એક વકીલ કાગળના વીટા સાથે, મને ભાનમાં આવવાની વાટ જોતો મારી સામે ઊભો હતો.

**સુરુચિ**—(અસ્વસ્થ થતાં) વકીલ ?

**જેઠીઓ**—હા, બ્હેન ! તમે જાણો છો ? કંપનીનો એ વકીલ હતો. અને જે કાગળ પર મારે સહી કરવાની હતી તે ઑપરેશન અને ઇસ્પિતાલનાં બીજા બધા ખર્ચની પહોંચ હતી. મારી આંખે પાટા હતા. હું જોઈ શકતો ન હતો. મારી આંખમાં જે કાંઈ બાકી હતું તે જાણે કાઢી લેવું હોય તેમ એણે કહ્યું, ત્યાં મારે

સહી કરવી પડી...પણ જ્યારે હું સાજો થયો ત્યારે મેં જાણ્યું કે સહી કરાવી લઈ મને નોકરી પરથી કમી કરવામાં આવ્યો છે.

સુરુચિ—અરે રે!

જેઠીઓ—અને કંપનીની ચઢત રકમ મારે ઇસ્પિતાલખર્ચ ખાતે ભોગવવી પડી. મને નુકસાની તો ન જ મળી પણ વધારામાં આ આંખ ગઈ અને એ બધાં દિવસોનો પગાર...અને મને રજા આપી ત્યારે એટલી નબળાઈ હતી કે મારાથી બરાબર ચલાતું પણ ન હતું.

સુરુચિ—(અત્યંત લાગણી વશ થઈને) એવો એ કોણ હતો?

જેઠીઓ—કોણ?

સુરુચિ—પેલો વકીલ.

જેઠીઓ—મને એનું નામ ખબર નથી...પણ એ એક જુવાન હતો... દેખાવડો...ભલો દેખાતો...

સુરુચિ—(ધીમેથી) ઓહ!

જેઠીઓ—અરે! એને એવી કંઈ પડી નથી...તેઓ હમેશ આવું કરે છે...આ માટે જ એ લોકોને પગાર આપવામાં આવે છે.

સુરુચિ—(મોઢું ઢાંકી દેતી) ઓ! બસ કર.

જેઠીઓ—શું થયું?

સુરુચિ—(મોઢું સફેદ થઈ ગયું છે. ઊંચે જોઈ) કંઈ નહિ. પછી?

જેઠીઓ—બે મહિના પહેલાં જ કામ કરી શકું એવો થયો. પણ ભાડું ચઢી ગયું હતું એટલે મકાનમાલીકે અમને ઘર બહાર કાઢ્યા, એ હિમભરી, કકડતી ઠંડીમાં મારી વહુને તાવ ચઢ્યો ને એ મરી ગઈ. બસ! બધું ખલાસ થઈ ગયું!

સુરુચિ—પછી?

જેઠીઓ—પછી કંપનીએ કામ બંધ પાડયું...મીલો પણ એકદમ બંધ પડી...એ વકીલે મને કહ્યું હતું કે નોકરી માટે ખાતું જવાબદાર રહેશે. પણ એ તો પેલા કાગળ પર સહી કરાવી લેવડાવવા પૂરતું?

સુરુચિ—તો તે વકીલને કેમ ના મળ્યો?

જેઠીઓ—હું એની ઑફિસે ગયો પણ કોઈએ મને એને મળવા જ દીધો નહિ.

સુરુચિ—એમ કે?

જેઠીઓ—પાછો નોકરીની શોધમાં ફાંફાં મારવા મંડયો. મને બે બચ્ચાં હતાં, તમને મેં કહ્યું ને...મને થયું કે હું આથડીશ, રખડીશ, પણ મારાં બચ્ચાં ખાતર ગમે ત્યાં નોકરી મેળવી કાઢીશ. પણ રેવા, નાની છોકરી એટલી નબળી હતી–હા! ગરીબ માણસને ખોરાક પણ જોઇએ તેવો મળતો નથી તે તો તમે જાણો છો ને...એ છોકરી માટે સારું દૂધ મેળવી ન શકયો, ને જે મળ્યું તે તેને માફક ન આવ્યું...એ મરી ગઇ. એને શું થયું હતું એ પણ હું કહી શકતો નથી. પછી એ એક જ છોકરો રહ્યો. હું આખો દિવસ નોકરી માટે રખડતો એટલે એને શી રીતે ઉછેરી શકું? (લાગણીથી અવાજ થરડાય છે.) એ કેવો દેખાવડો છોકરો હતો...રેશમ જેવા તો એના વાળ, એવો સશક્ત અને ધાટીલો... એટલો વહાલો લાગતો...

સુરુચિ—એને શું થયું?

જેઠીઓ—એક મોટર ખટારાએ એને છૂંદી નાંખ્યો.

સુરુચિ—અરે!

જેઠીઓ—એની છાતી પરથી ગાડી ફરી ગઈ. રાતે હું ઘેર ગયો ત્યારે લોકોએ કહ્યું ને હું ગાંડા જેવો થઈ ગયો. એ કેવો

દેખાતો હશે તેનો ખ્યાલ તમને આવે છે?...એની ચળકતી આંખો અને નાનું સુંદર શરીર કચડાઈને બેવડ.....

સુરુચિ—અરે, હાય, સાંભળ્યું જતું નથી.

જેઠીઓ—મેં કહ્યું હતું ને કે મારી વાતમાં ગમ્મત આવે એવું કાંઈ નથી. તમે જાણો છો આવું થતાં તો માણસને શું નું શું થઈ જાય (ઢગલો થઈ જતો) તે પછી યે કઈ કામ મેળવવા કેટલું રખડ્યો! પણ હવે શા માટે?... મને કેટલીક વખત થાય છે કે પેલા જુવાન વકીલને મળું તો...

સુરુચિ—(હબકીને) ઓ!

જેઠીઓ—હા. એણે જ આ સ્થિતિ આણી. પણ કોણ જાણે...આજે ગમે તેમ કામ મળ્યું લાગતું હતું. બપોરે એક હોટલમાં ગયો. ત્યાં મારી બાજુમાં બે માણસ વાતો કરતા બેઠા હતા. પેલાએ પોતાનું આગલી રાતનું પરાક્રમ કહ્યું. એ નળ પરથી કે ધૂમાડીઆમાંથી ચઢીને ગયો ને તે પછી નાસી છૂટ્યો. એ પરથી મને થયું કે કામ મળી ગયું. હું પણ ચોરી કરી શકું. હું પણ કોઈ નળ કે ધૂમાડીઆનો ઉપયોગ કરૂં તો?...અને આ શરૂ કર્યું...જોયું તે પણ હું ન કરી શક્યો. મને લાગે છે કે હું કશા માટે હવે લાયક રહ્યો નથી.

સુકુમાર—(ડાબી બાજુથી આવે છે. એના હાથમાં લાઠી છે. આ જોઈ એ ઉભો રહે છે.) ઓ ભગવાન!

સુરુચિ—એમ નહિ. કદાચ તું ધારતો હતો તેના કરતાં સારી સફળતા પણ મળે.

જેઠીઓ—હવે હું સુધરી નહિ શકું. હું તદ્દન નકામો...

સુરુચિ—જરા થોભ, ભાઈ! તું પણ માણસ છે...રસ્તે ચઢી જઈ શકીશ.

સુકુમાર—(આગળ આવી) આ...શું ?
જેઠીઓ—(ચમકે છે અને હથિયાર સંભાળે છે.) ઓહ !
સુરુચિ—(વચ્ચે પડી) ઓ, ઊભા રહો. મેં એને કહ્યું છે કે તને હેરાન નહિ કરીશું.

સુકુમાર—વાહ.
સુરુચિ—જરા નરમ પડો. આ ડાંગની કાંઈ જરૂર નથી.
જેઠીઓ—અરે, આ તો પેલો જ વકીલ.
સુરુચિ—હં, એ જ.
સુકુમાર—પણ આ બધું છે શું ?
સુરુચિ—આ માણસને ઓળખો છો ?
સુકુમાર—(એકી નજરે નિહાળતો) કેમ ?
સુરુચિ—તમે એને ઓળખતા નથી ?
સુકુમાર—ના.
સુરુચિ—અગાઉ તમે એને જોયો નથી ?
સુકુમાર—કદી નહિ. યાદ પણ આવતું નથી. એનું નામ શું ?
સુરુચિ—મને ખબર નથી. (જેઠીઆને) તારૂં નામ શું ?
જેઠીઓ—હં (જરા અટકીને) એ તો એમને યાદ આવશે...જેઠીઆ ફકીરને ભૂલી ગયા, સાહેબ !
સુકુમાર—જેઠીઓ ફકીર...હા, કંઈક સાંભળેલું લાગે છે.
જેઠીઓ—(કઠોરતાથી) તમે આ રીતે ઘણાને હેરાન કર્યા હશે, નહિ.
સુકુમાર—(સુરુચિને) એટલે, આ શું કહે છે ?
જેઠીઓ—નિરંજન ઇસ્પિતાલ યાદ આવે છે ?...અને પેલો આંખ ગુમાવનાર મજૂર.

સુકુમાર—(ગભરાઈને) ઓ!

જેઠીઓ—(કડકાઈથી) હા. એ હું જ.

સુકુમાર—તું?...

જેઠીઓ—હા, હું જ એ માણસ.

સુરુચિ—આ માણસ પાસે તમે કોઈ કાગળ પર સહી કરાવી લીધેલી?

સુકુમાર—હા...કંઈક યાદ આવે છે.

સુરુચિ—એ કાગળમાં શું લખ્યું હતું તે તમે એને કહેલું?

સુકુમાર—(જરા થોભીને) કેમ?

સુરુચિ—તમે કહેલું કે નહિ?

સુકુમાર—અંદર શું લખ્યું હતું એ તો એણે જાણવું જોઈએ.

સુરુચિ—પણ એ કહેવાનું કામ તમારું ન હતું?

સુકુમાર—હું તો એ ખાતા તરફનો વકીલ...

સુરુચિ—પણ આ બિચારાને તો એ અકસ્માતથી એક આંખ ખોવી પડી!

સુકુમાર—એ તને નહિ સમજાય...

જેઠીઓ—(જુસ્સાથી) મને વાંચવાની, અંદર શું છે તે જાણવાની તક જ ક્યાં આપી હતી! તમે તો મને ખોટું કહેલું.

સુરુચિ—કંઈ નહિ તો તમારે એને સમજણ તો આપવી હતી. કાગળની સાચી હકીકત તમે એને ન કહી અને એના પર સહી કરે તો તેનું શું પરિણામ આવે એ પણ જણાવ્યું નહિ.

સુકુમાર—હું શી રીતે એમ કરી શકું? કંપનીનું હિત મારે જાળવવાનું?

**સુરુચિ**—એટલે, એ લોકો માટે શું તમે આવું કામ કરો છો?

**સુકુમાર**—હા,...એવું જ કરવાનું હોય છે. કેટલી યે અનિચ્છા છતાં...

**સુરુચિ**—(વ્યાકુળતાથી) તમે આવું કામ કરો છો? હવે પછી પણ કરશો?

**સુકુમાર**—(લાગણીથી) સુરુચિ!

**સુરુચિ**—પૈસા ખાતર આવું કરો? આવા પૈસાથી આપણું ઘર ચાલે છે. આ પૈસા તમે કેવી રીતે પેદા કરો છો એ તમે કેમ કોઈ દિવસ પણ ન કહ્યું? તમારા પાપમાં મને ભાગીદાર બનાવી!

**સુકુમાર**—ઓ, સુરુચિ!

**સુરુચિ**—આ રીતે તમે પૈસો વધાર્યો! તમારા ધંધાની સફળતાની બડાશ મારે મોઢે મારતાં તે આ કે? આ...પૈસે આપણાં લગ્ન થયાં...આ પૈસો...આ લોહીનો પૈસો...ગરીબ બિચારા મજૂરોને ઠગીને, તેમના હક્ક ડુબાવવા તમને મળતો?...આમ એનું સત્યાનાશ વાળીને!

**સુકુમાર**—તું તો ગાંડી થઈ છે, કામધંધાની સમજ બૈરાંને ક્યાંથી હોય?

**સુરુચિ**—હું બધું સમજું છું...અરે, આ તો એક નાનું છોકરું પણ સમજી શકે...એ તો તમે જ...એ કમાણી વધાર્યે જતા નવા વકીલ...સમજી નથી શકતા...આ માણસને તમે કેવો કરી નાંખ્યો તે જાણો છો?...તમે અને મેં બેએ મળીને એની જીંદગી ધૂળમાં મેળવી, એનું સત્યાનાશ કાઢી નાંખ્યું. એની બૈરી અને એનાં બે છોકરાંને મારી નાંખ્યાં. એને રખડતો, રઝળતો કર્યો ને ચોરી કરવાની ફરજ પાડી...એનાં લોહીમાંથી લક્ષ્મી મેળવી. આ ઘર...આ ફરનીચર...આ ચિત્રો...આ બધાં સુખસાધનો...આ કલાના ચમકાર કરતું રાચરચીલું...

આ બધુ એનાં આંસુ અને શોષણમાંથી અહીં લટકાવ્યાં... એની માંદી પત્ની અને બે નાનાં બચ્ચાં...અને આ બધું તમે મારે માટે કર્યું...મારા ખીલતા જીવન પર એ પાપ લાધ્યું...હા, જીવું ત્યાં સુધી મારી છાતી પર એ ભાર ઉપાડીને ફરવાનું...

સુકુમાર—(સુરુચિ તરફ જતા) સુરુચિ!

સુરુચિ—મને શું કહો છો? આની સાથે આ વાતનો ફોડ પાડી લેવો જોઈએ.

સુકુમાર—જરા ડાહી થા. તું કહે છે એટલું એ ખરાબ નહિ હોય.

સુરુચિ—કેમ નહિ? તમે જ જુઓ ને.

સુકુમાર—(થોડો વખત રહી, જેઠીઆને) જેઠીઆ!

જેઠીઓ—કેમ?

સુકુમાર—સુરુચિ કહે છે તે ખરું છે?

જેઠીઓ—હા, બરાબર એમ જ.

સુકુમાર—કંપની તરફથી કંઈ નુકસાની ન મળી?

જેઠીઓ—તમે જ એ નક્કી નહોતું કર્યું? તમને એ લોકો શા માટે રોકે છે?

સુકુમાર—અને તારી પાસે કંઈ બચત નહોતી?

જેઠીઓ—તેથી તો મારું કુટુંબ થોડો વખત નભ્યું.

સુકુમાર—એમ કે. એ તો હું ભૂલી જ ગયો. મારાથી થાય તે બધું તારા માટે કરીશ.

જેઠીઓ—અરે, એથી કંઈ મારાં બૈરીછોકરાં મને પાછાં મળવાનાં?

સુકુમાર—એમ, તારા કુટુંબનાં બધાં મરણ પામ્યાં. ઓ પ્રભુ!... કેવું દુ:ખ! (જરા થોભીને) પણ હું શું કરી શકું?...તું જુએ

છે કે તારી વાત જાણીને અમે કેટલાં દુઃખી થયાં છીએ... અને તારે મને ખરાબ તો નથી કરવો ને ?

જેઠીઓ—હું ક્યાં કંઈ કરું છું ?

સુકુમાર—મારી ભૂલનો બદલો તને બરાબર વાળી આપીશ, આ...આ અત્યારની વાત પણ કોઈ જાણશે નહિ. તને સારી નોકરી અને સારો પગાર મળે એમ પણ કરીશ.

જેઠીઓ—હં.

સુકુમાર—કેમ, ખરું, ને ? સાચે જ મારા અંતરમાં તારે માટે દુઃખ થાય છે. ને લે, હાલ તરત માટે, તને આ થોડા પૈસા આપું...(પાકીટ કાઢે છે.)

જેઠીઓ—પાકીટ મૂકી દેશો ? કંપની પાસેથી મળ્યા હોત એટલા તો કદાચ એમાં નહિ હોય.

સુકુમાર—હા. એવી રીતે કરીશું. એજ બરાબર છે. એ મુજબ આપણે નક્કી કરીએ.

જેઠીઓ—પણ બીજા બધાનું શું ?

સુકુમાર—બીજા, કોણ ?

જેઠીઓ—અકસ્માતનો ભોગ થયેલા મારા જેવા બીજા. પેલે દિવસે ધનાનો જીવ ગયો તેનું શું...અને તમે અને કંપનીના બીજાઓએ મળી એવું કર્યું કે એ શી રીતે મરી ગયો તે એની વિધવા બિચારી કહી જ ન શકી.

સુરુચિ—આ ખરું છે ?

જેઠીઓ—હા. બેન ! એમજ બન્યું છે. અને આ કંઈ પહેલી વખત...અરે, છેલ્લી વખત થયું એમ પણ નહિ...આ બધું ગોઠવાય છે આ હોંશિયાર ઉગતા વકીલની જાણમાં. બ્હેન ! તમારું મોઢું કેવું પડી ગયું છે ! મને તમારે માટે એટલું

લાગે છે. તમારે માટે કંઈ કરી શકું તો કેટલું સારું! એ કંપની અને એની આટલી ઠગાઈ જોયા પછી નીચો નમીને તેની નોકરી કરું...ના...પૈસા ખાતર...પણ નહિ. હું એટલો નીચ નથી. મારાં બૈરીછોકરાંનું મૂલ્ય હું જાણું છું. એ ગણ્યું છે ને લઈ શકું છું.

પણ આપણે આટલેથી જ પતાવીએ અને હું જાઉં.

(જવા માંડે છે.)

સુરુચિ—તમે એને એમને એમ જવા દેશો? એનો બદલો કેવી રીતે વાળશો? (જેઠીઆને) હા, ભાઈ, તું ખરું કહે છે. પણ જે થઈ ગયું તે તો કેમેય અમારાથી ફેરવી શકાય એમ નથી. અમે તને ખરેખરો બદલો તો નથી જ આપી શકવાના પણ જે કંઇ અમારાથી થઈ શકે એટલું તો અમે કરીશું. આમ ને આમ કંઈ તને જવા દેવાય? આવી રીતે જિંદગી વેડફી મારવાનો કશો અર્થ નથી.

જેઠીઓ—તમે શું કહો છો તે હું સમજ્યો. બહેન, તમારે માટે મને લાગી આવે છે. તમને સુખી કરવા હું કંઈક કરી શકું. પણ હવે તો બહુ મોડું થઈ ગયું...હું જાણું છું. મને કોઈ બચાવી નહિ શકે. હું છાકટા જેવો થઈ ગયો છું. મારી ઇચ્છા છતાં મારું પતન હવે નહિ અટકે...અને એ અટકાવવાને કંઈ કારણ પણ નથી. હું તો હવે ઘેરેડની બહાર નીકળી ગયો.

સુરુચિ—(વ્યાકુળતાથી હાથ લંબાવીને) શું હું કંઈ ન કરી શકું?

જેઠીઓ—આ ચાલ્યા કરે છે તે જોજો ને. કાલે વળી તમારા પતિ અને કંપનીના બીજા માણસો આવું કરે તે વિષે વિચાર કરજો.

સુરુચિ—ના, ના...

જેઠીઓ—એ તો એમ ચાલ્યા જ કરવાનું. તમે કહો છો કે તમે એમને અટકાવશો...તો એમની જગ્યાએ એ લોકો બીજા કોઈને લાવશે. એ તો યંત્ર છે...બસ, એ તો એમ જ ચાલ્યા કરવાનું! અને તમે પણ કહો છો એમ કરી શકવાનાં નથી. તમે ફરીથી વિચાર કરશો...અને હર્મણાં કહો છો એવું કાંઈ નહિ કરો.

સુરુચિ—ના, ના.

જેઠીઓ—તમે માનો છો કે કંઈ કરશો? પણ તમે એજ ધરેડમાં પડ્યાં છો. તમે જે જાતના બીબામાં ઢળ્યાં છો તે જાતના લોકો વાતો કરે અને બહુ બહુ તો દુઃખી થાય...પણ એથી વિશેષ કંઈ નહિ...તમને તમારું ઘર લાગેલું છે અને તમારાં ફેન્સી કપડાં અને...તમે એ વિના રહી જ ન શકો. એ માટે પ્રયત્ન કરવો પણ નકામો. એટલે તમે અમારા જેવાથી દૂર જવાના...એનો અર્થ એ કે તમે અમારા પર સવાર થઈને રહેવાના. ને તમે કયા ભાગ પર સવાર થાવ છો એ બહુ મહત્વનું નથી. તમે વકીલસાહેબ પાસે બીજું કામ લેવડાવશો પણ એમને તો કંઈ આવું જ કરવું પડવાનું. બીજી રીતે એટલું જ...અને કદાચ તમે એ જાણી પણ નહિ શકો. એ પૈસા મેળવવાના, ગમે તે રીતે, તે મને કે મારા જેવાને ચૂસીને જ. હવે સમજ્યાં? હું નીચલા થરનો માણસ...હું કામ કરું અને ફળ બીજાને–તમને મળે.

(જવા માંડે છે.)

સુરુચિ—કેટલો નિર્દય છે!

જેઠીઓ—ના, ના. એમ નથી. મેં તમને ખરી હકીકત કહી એટલું જ. તમારે માટે સાચે જ મને દુઃખ થાય છે. તમને સુખી કરવા, મારાથી થઈ શકે તે બધું હું કરું પણ...

(હાથ લાંબા કરીને) જુઓ! મેં શું કર્યું? તમારા ધણીની જીંદગી તમને સોંપું છું.

સુરુચિ—ઓ! ઓ...

જેહીઓ—હા, ખરૂં કહું છું. તમને ખ્યાલ નથી કે એ માટે મેં કેટલી વખત કસમ ખાધા હતા કે જ્યાં એને દેખીશ ત્યાં ને ત્યા જ એનો જીવ લઈશ...નજરે ચઢતાં જ મારી નાખીશ, એ માટે હું દારૂ પીતો ને એના એ વિચાર કર્યા કરતો...ઓ! મારા એ ભૂલકાના શબ આગળ તો મેં એ શપથ લીધા'તા. મારી પાસે પિસ્તોલ છે, એની પાસે કંઈ નથી...પણ એને ઇજા કરી શકતો નથી. (જરા થોભીને) હું જાઉં છું. (ગુસ્સાથી) ને તે સજા તમને સોંપુ છું.

[જમણી બાજુથી ચાલ્યો જાય છે.

સુકુમાર હાથ લાંબા કરે છે. સુરુચિ ઢગલો થઈ પડે છે ને બે હાથ વચ્ચે મોઢું ઢાંકી દે છે,]

( પડદો પડે છે. )

• અનુક્રમ •

જરૂરિયાત
મહાદેવનાં ફૂલ
રિવાજ
છાપાં

# જરૂરિયાત

• પાત્રો •

| | |
|---|---|
| બચુ—ઉંમર આશરે વર્ષ ૧૦ | લીલા |
| કીકુ—ઉંમર આશરે વર્ષ ૬ | ગંગા |

(લીલા નોટોનો ચોડો ગણી કબાટમાં મૂકે છે એવામાં કીકુ રમતો રમતો આવે છે.)

**કીકુ**—બા, બા ! આ કાગળીઆ કબાટમાં શું કામ મૂકે છે ?

**લીલા**—તારે શું કામ છે ?

**કીકુ**—પણ બા, બાપાજી જોશે તો તારા બધા કાગળ ફેંકી દેશે. આજે સવારે મારા બધા કાગળ ફેંકી દીધા'તા.

**લીલા**—ના. એ નહીં ફેંકી દે. મને તારા બાપાજીએ જ આપ્યાં છે.

(એવામાં બચુ આવે છે.)

**કીકુ**—(બચુને) જો, બચુ ! બા આ કાગળો કબાટમાં મૂકે છે તે બાપાજી નહિ વઢે ?

**બચુ**—ના ભાઈ; એ તો નોટો છે.

**કીકુ**—નોટો એટલે શું ?

બચુ—રૂપિયા. ( કીકુને આશ્ચર્ય પમાડતો હોય તેમ ) જો એક નોટ આપણી પાસે હોય તો દશ રૂપિયા આવે.

કીકુ—ઓહો ! ત્યારે તો બા પાસે કેટલા બધા રૂપિયા ! પણ બા, એ બધા તારી પાસે ક્યાંથી આવ્યા ?

બચુ—કેમ વળી ! બાપાજીના પગારના.

( ગંગા એક છોકરાને લઈને રડતી રડતી આવે છે. )

લીલા—કેમ ગંગાબેન ! શું થયું ?

ગંગા—કંઈ નહીં, પણ જુઓને બા ! આ મહિને અમારો બધો પગાર વપરાઈ ગયો અને હજી એમનો પગાર થયો નથી તો મને પાંચ રૂપિયા નહિ આપો ?

લીલા—કેમ વપરાઈ ગયા ? તમે લોકો એટલો બધો ખર્ચ શા માટે કરો છો ?

ગંગા—ના બા, અમે એવો કશો ખર્ચ રાખતા નથી. પણ શું કરૂં ? આ જુઓ ને ! અમે બે ને આ ત્રણ છોકરાં.

લીલા—તેમાં હું શું કરૂં ?

ગંગા—બા ! એમ શું કરો છો ? પગાર આવશે કે તરત તમને પાછા આપી જઈશ.

લીલા—એ તો ઠીક. પણ એટલી કસર કરતા હો તો ?

ગંગા—કસર તે કેટલી થઈ શકે ? વળી મારા નણંદ રાંડયાં તે પણ આ મહિનેથી રહેવા આવ્યાં છે.

લીલા—તે ગિરજાશંકરને કેટલો પગાર મળે છે ?

ગંગા—ચાળીશ રૂપિયા.

લીલા—ચાળીશ રૂપિયામાં તમારે છ જણને ચલાવવાનું !

(આશ્ચર્ય થાય છે.)

કીકુ—બા ! ગંગાકાકી શું કહે છે ?

લીલા—એ તું નહિ સમજે (ગંગાને) તે તમારો પગાર વધારવા સાહેબને કેમ અરજી કરતાં નથી ?

કીકુ—બચુ ! ગંગાકાકી કેમ રડતા'તા !

બચુ—ગંગાકાકી બા પાસે રૂપિયા માંગવા આવ્યા છે.

ગંગા—અમારો પગાર કેમ કરી વધે ? ને એક તો એ...

કીકુ—તે બચુ ! બા, ગંગાકાકીને બધા રૂપિયા આપી દેશે તો પછી આપણે શું કરીશું ?

બચુ—પણ ગંગાકાકીને તો પાંચ જ રૂપિયા જોઈએ છે.

લીલા—(જરા મોટેથી) કેમ છોકરાઓ ! અં, ને તમે શું કહ્યું ?

ગંગા—એમ કે એ વધારે ભણેલા નહિ એટલે અમારો પગાર કેમ કરી વધે ? ને બા ! અમારી કંઈ લાગવગ છે ?

લીલા—પણ એમાં બહુ ભણતર...

કીકુ—તે બા ! તારી પાસે તો કેટલા બધા રૂપિયા છે તે થોડા ગંગાકાકીને આપતી.

લીલા—(આંખો કાઢીને) તેનું શું છે ? જરા વાત પણ કરવા નથી દેતો તે. ને ગંગાબેન એમાં બહુ ભણતરનું શું કામ ? આ મારો બાબુ જ ક્યાં વધારે ભણેલો છે ? એને હજી ગયે મહિને કેવી સારી નોકરી મળી.

**ગંગા**—હા ! પણ બા એમાં તો લાગવગ જોઈએ ને.

**લીલા**—એમાં લાગવગની શી જરૂર ? આ બાબુ તો એક પણ દિવસ કોઈ સાહેબને ત્યાં ગયો નથી. એ તો કહેતો હતો કે અરજી કરી એટલે જગ્યા મળી.

**ગંગા**—પણ સાહેબે લખ્યું હશે.

**લીલા**—એ તો કોણ જાણે.

**ગંગા**—તો બા તમે જરા સાહેબને નહિ કહો ?

**લીલા**—એમાં અમને શું સમજ પડે ? ઑફિસના કામમાં કંઈ માથું મરાય ?

**બચુ**—કેમ બા ! બાબુભાઈ માટે બાપાજી લખી શકે તો આ બિચારા ગિરજાશંકર માટે કંઈ નહિ કરે ?

**લીલા**—એ તો કોણ જાણે ? પણ થતું હોય તો કંઈ કર્યા વિના રહે ?

**ગંગા**—બા ! તમે જરા કહી જુઓ તો ?

**લીલા**—પણ એક વાર અરજી તો કરો.

**ગંગા**—અરજી તો હજી ગયે જ મહિને કરી હતી; તો જવાબ મળ્યો કે આ વર્ષ ખોટ છે એટલે પગાર નહિ વધે

**લીલા**—પણ સાહેબ તો કહેતાં હતા કે મિ. બ્રાઉનને મોટા પગારે હમણાં જ રાખ્યો.

**કીકુ**—તે બા ! એને કેમ એટલો બધો પગાર ?

**લીલા**—કહે છે કે એને વિલાયતથી બોલાવ્યો છે એટલે એની લાયકાત વધારે હશે.

**ગંગા**—તે હશે, પણ બા, એવું તો બહુ બહુ બને છે.

બચુ—તે એને ત્યાં કેટલાં માણસો છે, બા?

લીલા—એ તો કોણ જાણે? પણ મને લાગે છે કે એ ત્રણ જ હશે.

બચુ—ત્યારે એને એટલા બધા શા સારૂ જોઈએ? ચાલો, ગંગાકાકી આપણે સાહેબને અરજી કરીએ કે સહુને જરૂરિયાત પ્રમાણે પગાર આપે.

(બધાં હસી પડે છે. બચુ જરા ભોંઠો પડે છે)

લીલા—પણ તારી અરજી સાંભળશે કોણ? બહુ મોટો ભણેલો ને.

ગંગા—તને અરજી લખતાં આવડે છે.

બચુ—એ તો બાપાજી પાસે લખાવીશું.

લીલા—પણ બાપાજી નહિ લખી આપે તો?

બચુ—(જરા વિચારમાં પડી જઈ) તો કંઈ નહિ. મોટો થઈશ ને ત્યારે મારી હાથ નીચેનાં બધાંને જોઈએ તેટલો પગાર અપાવીશ.

લીલા—જો મોટો સાહેબ થઈ જવાનો તે....

ઉત્રાણ - ૧૯૨૭

# મહાદેવનાં ફૂલ

માલતી • ઇન્દુની મા

ઇન્દુ • માલતીનો ૧૦–૧૨ વર્ષનો છોકરો

વિનુ • ઇન્દુનો સમોવડિયો, પાડોશીનો છોકરો

[ માલતી ફૂલ ગૂંથતી ઓસરીમાં બેઠી છે. ઇન્દુ આવે છે. ]

ઇન્દુ—બા! બા! આજ તો રામલા પટેલે પેલા બિચારા વિનુને બે ઢોલ ચોઢી કાઢી.

**માલતી**—કેમ? રામલાએ એને કેમ માર્યો?

ઇન્દુ—બા, આજે સવારે અમે એ બાજુ ફરવા ગયા. અમને થયું કે આટલે આવ્યા છીએ તો મહાદેવને ચઢાવવાં બે ફૂલ લેતાં જઇએ.

**માલતી**—એમ? તે તમે ફૂલ માગ્યાં તેમાં એણે વિનુને માર્યો?

ઇન્દુ—ના. એ તો અમે સીમમાં ગયા ત્યારે દેખાતો પણ ન હતો. અમે આમ ફર્યા, તેમ ફર્યા ને વિનુએ બે ફૂલ તોડયાં. ત્યાં તો એણે અમને જોયા. પણ બા, વિનુ પણ જબરો હોં. પટેલે એક ઢોલ મારી ત્યાં તો એ દોડી ગયો. ને ફૂલ-ફૂલ તો એણે હાથમાંથી છોડયાં જ નહિ.

**માલતી**—(ધમકાવતી) તે તું પણ સાથે હતો ને ?

**ઇન્દુ**—હા. પણ હું તો હજી ફૂલ જોતો હતો ત્યાં જ એ બરાડતો આવ્યો. પણ બા, એણે તો મને કહ્યું કે તારે ફૂલ જોઈતાં હોય તો લઈ જા. એમ કેમ ?

**માલતી**—એમ કે ? બિચારો કેટલો સારો છે,

(મોઢા પર જરા સંતોષની લાગણી દેખાય છે.)

**ઇન્દુ**—(જરા સ્વાભિમાનથી) પણ મેં તો કંઈ લીધાં નહિ. એને બોલાવ્યો પણ નહિ, ને વિનુની પછાડી જ હું તો દોડી ગયો.

**માલતી**—તે તમે કેમ પૂછ્યા વિના એની વાડીમાં ગયા ? ને એમ તે કંઈ લેવાય ? એ કંઈ એના બાપનું ખેતર હતુ કે વગર રજાએ એણે ફૂલ તોડયાં ?

**ઇન્દુ**—બા, એમાં તે અમે શું ખોટું કર્યું ? મહાદેવ માટે ફૂલ લેવાં તેમાં પણ પૂછવા જવું જઈએ ?

**માલતી**—કેમ નહિ ? એ તો ચોરી થઈ (ઇન્દુને ચીઢવતી) ચોર ! ચોર !

(જરા સ્મિત કરે છે.)

**ઇન્દુ**—(રિસાઈને) પણ એમાં ચોરી શાની ? જમીન કંઈ એના બાપની બનાવેલી છે ? ને ફૂલ તો વળી મહાદેવને ચઢાવવાં લીધાં હતાં ને.

**માલતી**—પણ એની માલિકીની તો ખરીને ?

(ઇન્દુ માલિકીનો અર્થ સમજી શકતો નહિ હોય એમ બાઘા જેવો ઊભો રહે છે. જરા રુવાબમાં, જરા ગર્વભેર વિનુ આવે છે.)

**વિનુ**—ઇન્દુ, ઇન્દુ, તું તો પછી ના આવ્યો ને ? પણ પેલાં ફૂલ તો હું મહાદેવને ચઢાવી આવ્યો. હોં કે.

**માલતી**—(વિનુને જરા ઠેકાણે લાવવા, કટાક્ષથી) વાહ ! બહુ ડાહ્યું કર્યું. એમ ચોરી કરીને મહાદેવને ફૂલ ચઢાવ્યાં તે.

**વિનુ**—(જરા લેવાઈ જાય છે. પણ ઘડી પછી સ્વસ્થ થતો) કાકી, એ કંઈ ચોરી કહેવાય? તે દિવસે તમે કહેતાં હતાં ને કે આ બધું મહાદેવનું છે.

**માલતી**—(સબળ દલીલ થતી હોય તેમ વિચારમાં પડી જઈને) હા! એ તો એમ કહેવાય. પણ એમ કાંઈ થાય છે?

**વિનુ**—કેમ ન થાય?

**માલતી**—(ખીજાઈને) ના, ન જ થાય.

**ઇન્દુ**—બા, જા, તું એમ ખીજાય છે શા સારૂ? ચાલ બા, હવે અમે રામલા પટેલને ત્યાં ફૂલ લેવા નહિ જઈએ. પણ વિનુ, કંઈ નહિ. આપણે મોટા થઈશું ને ત્યારે આ આપણી વાડીમાં ખૂબ ફૂલ ને ફળ વાવીશું ને પછી ગામના બધા લોકોને મહાદેવને ચઢાવવાં ફૂલ લઈ જવા દઈશું, હોં.

(માલતી વિચારમાં ને વિચારમાં જોઈ રહે છે. ક્ષણેક રહીને 'છોકરાઓ મોટા થઈશું ત્યારે' ની વાતો કરતા ચાલ્યા જાય છે.)

**માલતી**—આ તે કેવાં છોકરાં છે! મોટા થશે ત્યારે શું થશે?

# રિવાજ

નારણ પટેલ : એક કણબી

ગંગા : નારણ પટેલનાં પત્ની

છગન : તેનો છોકરો

લખી : છગનથી નાની છોકરી

(ઓટલા પર ગંગા જુવાર વણે છે. છગન અને લખી રમતાં રમતાં આવે છે. નારણ પટેલ પરસાળમાં છાપું વાંચતાં બેઠા છે.)

**લખી**—બા! કાલે પરશોતમના બાપા તો કહે કે બા કેમ નહિ આવી? છનિયાને તેડવા જ મોકલતા હતા.

**છગન**—હા, બા. અમે કેમે કરીને કહ્યું ત્યારે એણે માન્યું.

**લખી**—પણ બા! તું કેમ નહિ આવી? કાલ તો એવી તો મજા પડી એવી તો મજા.

(કૂદે છે.)

**ગંગા**—એટલી બધી તે શી મજા પડી? એકલી એકલી કૂદે છે તે કહે તો ખરી?

**લખી**—અરે, પરષોતમ તો પરણવાની વખતે ઊંઘી જ ગયો ને ક્રમે ક્ર્યો ઊઠયો જ નહિ ને એની વહુ પણ ઊંઘી ગઈ.

**ગંગા**—પછી ?

**છગન**—પછી પરષોતમની મા પરષોતમને ખોળામાં લઈને બેઠી અને પરષોતમની વહુની મા વહુને.

**લખી**—તે બા, પરષોતમને એ પરણ્યો તે યાદ રહેશે ?

**ગંગા**—યાદ તે શેનું રહે ?

**લખી**—ત્યારે પરષોતમ કેવી રીતે જાણશે કે આ મારી વહુ છે ?

**છગન**—ત્યારે બા, એવાં લગ્ન શું કામ કરતાં હશે ?

**ગંગા**—એ તો એવો રિવાજ ! આપણામાં બાર બાર વરસે જ લગ્ન થાય.

(ગંગા નિઃશાસો નાંખે છે)

**છગન**—એવું કેવું ?

**લખી**—રિવાજ એટલે શું ?

**ગંગા**—એ તમે નહિ સમજો. આપણામાં બાર વરસે જ લગ્ન થાય અને કોઈ કરતા કોઈ એમ રહી જાય તો પછી તેને કોઈ પરણે નહિ.

**છગન**—એમ કેમ ? જોને પેલો રમેશ તો પચીસ વર્ષનો થયો ત્યારે પરણ્યો.

**ગંગા**—હા, પણ આપણામાં એમ ન થાય. જો તારા બાપાએ નહિ માન્યું તે હવે તારા અને આ લખીનાં લગ્ન કરતાં કેટલી મુશ્કેલી નડવાની !

**છગન**—તો કંઈ નહિ, હું નહિ પરણું.

**ગંગા**—એ કંઈ ચાલે ?

**લખી**—કેમ નહિ ચાલે? યાદ નહિ રહે એવા લગ્ન કરવા એને બદલે તો ભાઈ પરણે નહિ તે કેવું સારું!

**ગંગા**—જા, એવું સમજે નહિ ને ગાંડુ ગાંડુ શું બોલે છે? એ તો એવો રિવાજ પડયો.

**લખી**—એ રિવાજ એટલે શું? બા! આપણે એ રિવાજ નહિ પાળીએ તો?

**છગન**—અને બા, લખી એમાં શું ખોટું કહે છે? જો લખી, તું પણ તારા છોકરાંને રમેશ જેવડાં થાય ત્યારે જ પરણાવીશને?

**લખી**—હા, બાને કહેવું હોય તે કહે પણ હું તો મોટી થઈશને ત્યારે એમ જ કરીશ.

**નારણ પટેલ**—(છાપામાંથી ડોકું કાઢીને) ખરેખર, બધાં જ છોકરાં આવાં થાય તો......

૧૯૨૭

(પ્રવીણ તે છાપાનાં પાનાં ફેરવે છે. તે દરમિયાન વસંતરાય છાપાં લે છે, જુએ છે. એક બે નીચે પડી જાય છે.)

**વસંતરાય**—લોકો આવાં પત્રો શા માટે કાઢતાં હશે ? નથી પૂંઠા પરના ચિત્રનું ઠેકાણું કે નથી અંદરનાં લખાણનું ! અને એ પણ ઠીક...પણ...(અંકના પાનાં ફેરવતાં) આ આવું ગંદુ શે લખતા હશે ?

**પ્રવીણ**—(વસંતરાયે મૂકેલું ટાઇમ્સ અઠવાડિક લેતો) આ કેવું મોટું છાપું છે ! નાના છોકરાથી તો ઊંચકાય પણ નહિ. તે બાપાજી ! આ આટલું બધું કોણ લખતું હશે ? બાપ રે ! આખો દિવસ ને રાત માણસ લખલખ કરે તો પણ પૂરું લખી નહિ રહે.

**તારા**—પણ તને ક્યાં ખબર છે કે દેશમાં તો આવાં બીજાં કેટલાં છાપા છે, ને દુનિયામાં તો...

**પ્રવીણ**—તે એટલાં બધાં છાપાં લોકો શા સારૂ કાઢતા હશે, ને આ બધાં વાંચી પણ શકાય ક્યારે ?

(એવામાં બે ત્રણ ચોપાનિયાં જોઈને વસંતરાય મૂકે છે.)

**પ્રભા**—જો, આ તારા બાપાજીએ તો આ વાંચી પણ લીધાં.

**પ્રવીણ**—એમ તે વંચાય ? બાપાજી, બાપાજી ! એટલામાં શું વાચ્યું ?

**પ્રભા**—એમ નહિ, છાપામાંથી તો બધું થોડું થોડું પહેલાં જોઈ જવાનું ને પછી ગમે તેટલું વાંચવાનું.

**તારા**—હા. હું પણ એમજ કરૂં છું. ચોપડીમાંના ચિત્રો પહેલાં જોઈ જાઉં છું. પણ બાપાજી તો મને આખી જ ચોપડી વાંચવાનું કહે છે.

**પ્રવીણ**—બાં, હવેથી હું એવી જ રીતે મારા પાઠ કરૂં ને ?

તારા—તો માસ્તર તને મારશે.

( હસે છે. )

પ્રવીણ—પણ બાપા તો એમજ વાંચે છે. બા કહે છે કે દુનિયામાં ઘણા લોકો એમજ વાંચે છે. તેને તો કોઈ મારતું નથી. તો પછી મને શા માટે માર પડે?

પ્રભા—પણ એ બધાને કંઈ પાઠ કરવાના નથી. એ તો અમસ્તાં વાંચે છે.

પ્રવીણ—પણ તું તો મને અમસ્તી વાર્તાની ચોપડી પણ એમ વાંચવા નથી દેતી. બસ, પૂરી જ કરવાની, ને વળી પાછી અંદરથી પૂછે.

તારા—એ તો આપણે નાનાં ને તેથી.

પ્રવીણ—એમ! શું નાનાં ને મોટાં માટે કાયદા જુદા? એ કેવી વાત!

તારા—હાસ્તો.

પ્રવીણ—તે અમને તો આ બધું સમજાતું નથી. આ આવા ઝીણા ઝીણા અક્ષરો, ઊભા આડા, તે બધાં જ અમને સમજાય એમ લખતા હોય તો!

તારા—તો યે બા, હું તો એ બધું નહિ વાંચું. આ આવું આવું તે કોણ વાંચે?

પ્રભા—કેમ, બહુ મોટી થઈ ગઈ ને...

તારા—હા, મને મોટી તો થવા દે...

પ્રવીણ—મને મોટો તો થવા દે...

પ્રભા—તો પછી-તમે શું કરશો?

વસંતરાય—તો પછી પ્રવીણતારાનો કાયદો થશે કે બધાં સરખાં ને એક પણ છાપું નહિ, એમ ને?

તારા—ના, છાપું તો ખરૂં પણ નાનાં મોટાં સૌ સરખાં.

પ્રવીણ—ને છાપાં...

**પ્રભા**—તે છાપામાં આવું કેવું છે? જુઓ ને, આ સત્યતેજ આમ લખે છે તો સત્યપ્રકાશ બીજું કહે છે.

**પ્રવીણ**—બાપાજી, એમ કેમ?

**તારા**—એ તો જેને જેટલી ખબર હોય તેટલું લખે, જેમ નિશાળમાં જેને જેટલું આવડે એટલો જવાબ આપે.

**પ્રભા**—તે તો ખરું, પણ આ એક કહે છે કે આપણે બધાંને અડકવું જ્યારે બીજું કહે છે કે એમ અડકવાથી તો પાપ લાગે.

**તારા**—એમાં ખરું શું?

**પ્રભા**—હા, એ તો એવું જ છે. આ એક કહે છે કે આમ કરવાથી પુણ્ય થશે ત્યારે બીજું કહે છે કે આમ કરવાથી પાપ લાગશે. આમ જુદું જુદું લખી એ લોકો કેવો ઘોંટાળો કરે છે.

**તારા**—ને વળી નામ તો એક જ છે. જુઓને સ ત્ય તે જ અને સ ત્ય પ્ર કા શ.

**પ્રવીણ**—તે બાપા સત્યના તેજથી સત્યનો પ્રકાશ જુદી જાતનો હોય છે?

**વસંતરાય**—ના.

**તારા**—ત્યારે આ લોકો આવું કેમ લખે છે?

**વસંતરાય**—કેમ, મેં કહ્યું ને, જેને જેવું સૂઝે તેવું તે લખે.

**તારા**—અને તે પ્રમાણે કરે કે?

**વસંતરાય**—કરે પણ ખરા.

**પ્રવીણ**—ઓ બાપરે, આ આટલું બધું કયારે લખે ને તે પ્રમાણે કયારે કરે? સવારથી સાંજ સુધીમાં પણ એ પૂરું નહિ થતું હોય.

(બધાં હસે છે.)

તમે કેમ હસો છો? તમે જ કહેતા હતા ને કે વાંચવું તેમ કરવું.

પ્રભા—(જરા ચીડાઈને) હા. પણ તેનું શું છે?

પ્રવીણ—કેમ, તે દિવસે તેં પેલી વાર્તા કહી હતી તે ભૂલી ગઈ?

પ્રભા—કઈ વાર્તા?

વસંતરાય—પ્રવીણ, તારા! મને એ વાર્તા કોણ કહી સંભળાવશે?

પ્રભા—ચાલો, તારાબ્હેન પેલી વાર્તા કહો.

તારા—હા, પણ મને બરાબર યાદ નથી. પ્રવીણભાઈને સરસ આવડે છે.

પ્રભા—ત્યારે, પ્રવીણ કહેશે.

તારા—હા, સાંભળો. મારો ભાઈ વાર્તા માંડે છે.

(પ્રવીણ વાર્તા કહે છે.)

'યુધિષ્ઠિર નામે એક રાજા હતા. રાજા પણ મોટા સતવાદી. નાના હતા ત્યારે પણ એ કોઈ દિવસ જૂઠું બોલતા નહિ. ગમે તેવું દુઃખ આવે તો પણ એ સાચુંજ બોલે.

એ નિશાળે બેઠા ને પહેલો પાઠ આવ્યો, "સાચું બોલવું." શિક્ષકે પાઠ શીખવ્યો ને બીજે દિવસે પાઠ લેતી વખતે પૂછ્યું, "બોલો, બધાને પાઠ આવડે છે? નહિ આવડતો હોય તે ઊભા થાય."

એ તો રાજકુંવરોની શાળા એટલે બધાને પાઠ આવડે, અને નહિ આવડતું હોય તો યે કંઈ કોઈ ઊભા થાય છે? મારની બીક લાગે ને ઠોઠ કહેવાય ને. કોઈ કાંઈ બોલ્યું નહિ. એટલે માસ્તરે નેતર લીધી ને પાઠ લેવા માંડયા.

બેપાંચ વિદ્યાર્થીના પાઠ લીધા અને યુધિષ્ઠિરને ઊભા કર્યા. 'ચાલો, પાઠ વાંચો, અર્થ કરો.' યુધિષ્ઠિર જરા ઊભા રહ્યા. ગુરુજીએ ઘાંટો તાણ્યો પણ એ તો એમને એમ ઊભા જ રહ્યા. શિક્ષક સોટી વીંઝતા પાસે આવ્યા, 'તમે તો મોટા કુંવર ને પાઠ કેમ નથી કર્યો?' ધીરે ધીરે અચકાતા અચકાતા યુધિષ્ઠિર બોલ્યા, 'સાહેબ! પાઠ

તો કર્યો છે પણ હજી અડધો અડધો જ આવડ્યો છે.' આ સાંભળીને શિક્ષકે તો બેચાર સડાક-સડાક જડી દીધી."

પછી બીજા કુંવરોના પાઠ લેવા માંડ્યા. પાઠ લેતાં લેતાં માસ્તરને થયું, 'અરે, રામ! કુંવરને તો માર્યો પણ મોટા કુંવરને આમ મરાય, હવે શું થાય?'

આમ વિચાર કરતા હતા તેવામાં વખત પૂરો થયો ને છોકરાઓ ઊઠવા માંડ્યા. શિક્ષકે યુધિષ્ઠિરને બોલાવ્યા. ધીમેથી પૂછ્યું, 'પાઠ આવડ્યો.'

યુધિષ્ઠિરે જવાબ દીધો, 'હા, હા, આવડી ગયો. ત્યારે સહેજ કાચો હતો, હવે તો બરાબર આવડી ગયો.'

એટલે કુંવરને સારું લગાડવા શિક્ષકે કહ્યું, "એટલી વારમાં પાઠ આવડી ગયો ને. કુંવર કેવા હોશિયાર છે."

એવામાં યુધિષ્ઠિર બોલી ઊઠ્યા, "સાહેબ, આ પાઠમાં વાંચવાનું તો શું હતું? આ 'સાચું બોલવું' એટલું જ ને. પણ હું તો સમજ્યો કે જેવું પાઠમાં વાંચીએ તેવું કરવું જોઈએ. એટલે કાલનો આખો દિવસ ગયો પણ સાચું બોલવા જેટલી હિંમત નહોતી આવી. તે હવે આવી ગઈ."

શિક્ષકને જરા વિચિત્ર લાગ્યું. એમને તો કુંવરને માર્યા હતા તે જ વિચાર આવ્યા કરે. એમણે ફરીથી પૂછ્યું.

"જુઓ, ત્યારે, સાહેબ કહું? તમે સોટી લીધી, ત્યારનું મને થતું હતું કે આમ સોટી લે તે શિક્ષક કેવા? એમને તો રાજાજીને કહીને રજા અપાવીશ. જુઓ, આ હું સાચું બોલી શક્યો. ત્યારે મારાથી એ બોલાતું નહોતું. હવે મને પાઠ આવડી ગયો."

શિક્ષક તો જોઈ જ રહ્યા.

"પણ હું કાંઈ એમ રાજાજીને કહેવાનો નથી; હં."

**તારા**—બા, આ પ્રમાણે વાંચીએ તેમ કરવું ન જોઈએ?